કુમાર વાલેરાકૃત

# ભક્તિપ્રકાશ.


રચિ પ્રસિદ્ધ કરનાર,

કુમાર વાલેરાવાળા વિં૦ આલાવાળા.

ભીલખા—કાઠિયાવાડ.




મૂલ્ય દશ આના.



કુમાર વાલેરાકૃત

# ભક્તિપ્રકાશ.

રચિ પ્રસિદ્ધ કરનાર,

કુમાર વાલેરાવાળા વિં૦ આલાવાળા.
બીલખા—કાઠિયાવાડ.



પ્રતિ ૨૦૦૦.



સને ૧૯૦૬. સંવત ૧૯૬૨.

મૂલ્ય દશ આના.





**અમદાવાદ:**
ખમાસાને ચકલે નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં
**લલ્લુભાઇ ઇશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.**

# અનુક્રમણિકા.

| ગાયન અંક. | ગાયનનું પદ. | પૃષ્ઠાંક. |
|---|---|---|





कुमार वालेराकृत

# भक्तिप्रकाश.

---

गायन १ लुं.

## गीति.

શ્રી ગણુપતિને વીનવું, દ્દાઉ કર જોડી લાગું પાયે હું;
વિઘ્ન સર્વ સંહારો, સહાય થવામાં કરૂણા ચિત્ત ધારો. ૧
દાસં વાલેરો વિનવે, વિઘ્ન વિનાશક આપછો બલવંતા;
આપની સહાય થકી સહુ, રચી રચી કાવ્ય થયા છે યશવંતા. ૨
દેવી સરસ્વતીજી, દાસતણાં દુઃખો બહુ હરજો;
દાસ વાલેરા કેરા, શુભ મનોરથ સફલ સર્વ કરજો. ૩

ગાયન ૨ જું.

એ શું બોલોછો વિવેકી ભ્રાતા ભરથરી ( એ રાહ. )

હે રામચંદ્ર સ્વામી મારાં કષ્ટને કાપો,— ટેક.
નવ નિધિ અષ્ટ સિદ્ધિ સુખ તો આપો; હે રામચંદ્ર૦ ૧
આપ જગતના નિયંતા કરૂણા સિંધુરે,

દુષ્ટને સંહાર્યા પ્રભુ દીન બંધુરે; હે રામચંદ્ર૦ ૨
ગૌતમ નારી તારી પ્રભુ દયા ધારી રે,
હનુમત તણું હિત ચાહ્યું હે મુરારિ રે; હે રામચંદ્ર૦ ૩
દાસંતણા ચંદ્ર સ્વામી પૂર્ણ પ્યારારે,
વાલેશના નયનતણા છોજી તારારે; હે રામચંદ્ર૦ ૪

ગાયન ૩ જું.

## ક્ષત્રી કલંક કેમ લેશેરે ( એ રાહ. )

હે અવધપતિ મહારાજ, નમું છું હું તમારે પદેરે;
કરો કરૂણા હે કિરતાર, નમું છું હું૦
મને ભક્તિ આપો સ્વામી, નમું છું હું૦
જેથી સુખની ન રહે કાંઇ ખામી, નમું છું હું૦
હે દીનતણા પ્રભુ બંધુ, નમું છું હું૦
હે કરૂણા કેરા સિંધુ, નમું છું હું૦
દાસ વાલેશનો કરજો ઉદ્ધાર, નમું છું હું૦
પ્રભુ ધનુષ્યને છો તોડનાર, નમું છું હું૦

ગાયન ૪ થું.

## રાગ માઢ તાલ ત્રિતાલ.

રૂડા ધનુષ્યધારી, સુરતી પ્યારી,લાગે સારી,રઘુપતિ મહારાજ;—ટેક.
પ્રભુ પદ રજે અહલ્યા તારી, તારી તાડકા નાર,
સુગ્રીવને રાજ સમરપ્યું, વિભિષણ શિરતાજ,
દીધી લંકાની ગાદી, બ્રહ્મ અનાદી, આપ પ્રસાદીથી,
થયાં છે દાસોનાં કાજ; રૂડા ધનુષ્ય૦ ૧

સૂર્ય કુળમાં જન્મ લીધો, ભૂમીનો ઉતાર્યો ભાર,
ઋષિ મુનીના કલેશજ કાપ્યા, ભકતોનો કીધો ઉદ્ધાર,
છોજી તમો અંતરયામી, બહુનામી, નથી કાંઇ ખામી,
દીન તણા દયાળ; રૂડા ધનુષ્ય૦ ૨

સત્યાસત્ય હું નવ સમજું, સમજું ન સાર અસાર,
પૂર્ણ પ્રેમથી પધારી સ્વામી, આપ કરો ઉપકાર,
કાપો કષ્ટ હજારો, દાસ તમારો, ઉર માંહે ધારો,
આપછો બ્રહ્મ સ્વરૂપ; રૂડા ધનુષ્ય૦ ૩

દયા તણા દરિયાછો સ્વામી, રાજા તણા શિરતાજ,
દાસ વાલેશાની વિનતિ સ્વીકારી, દર્શ દિયો મહારાજ,
નવ જાણું હું નીતિ, આપમાં પ્રીતિ, નથી કંઇ ભીતિ,
નાથ કૃપાધારે; રૂડા ધનુષ્ય૦ ૪

ગાયન ૫ મું.

## રાગ જે જે વંતી.

શંકર હિતકારી જાકે, શંભુ સહાયકારી વાકે, દેવગણ પાસ જાકે,
સ્તુતિ કરતહે; શંકર૦ ટેક. ૧
ગંગાહે જટામેં જાકે, મિત્ર મુરારિ હે, નંદી હે યાન જાકે,
ભૂતગણ ભારી હે; શંકર૦ ૨
કૈલાસહે વાસ જાકો, ઉમિયા અરધાંગીહે, પિનાકહે આયુધ
જાકો, આપ ત્રિપુરારિ હે; શંકર૦ ૩
વાલેશાકે સ્વામી પ્રભુ, સદા સુખદાઇ હે, વાઘાંબર ધારી ઇશ,
ચંદ્ર ભાલ ધારી હે; શંકર૦ ૪

### ગાયન ૬ ઠું.

## એ મુજ વહાલી ઉદાસી જણાયરે ( એ રાહ. )

હો ગુરૂદેવ ભજોને સર્વ સુજ્ઞરે;
એ અવિનાશી જ્ઞાન વિકાશી, નથુરામ પૂર્ણ પ્રકાશીરે; હો ગુ૦ ૧
હે બ્રહ્મરૂપ ભયથી ઉગારો,આપવિણ ન મળે અન્ય આરોરે; હો૦ ૨
પરમ કૃપાળુ સુધાકર સ્વામી, એ અંતરયામી બહુનામીરે; હો૦ ૩
દાસ વાલેરાના છો પ્રભુ ત્રાતા,ગુરૂદેવ બ્રહ્મ વિદ્યા દાતારે; હો ગુ૦ ૪

### ગાયન ૭ મું.

## રાગ આશાગોડી.

રામ ચરણ ચિત્ત ધારો, આર્યબંધુ રામ ચરણ ચિત્ત ધારો; ટેક.
સીતારામ કહેતાં સફળ સહુ થાયે, જનના મનોરથ હજારો; આર્ય૦ ૧
એ અવિનાશી પૂર્ણ પ્રકાશી, પ્રભુજીને ઉરમાં સંભારો; આર્ય૦ ૨
ગજને તાર્યો ગ્રાહને માર્યો, દાસ પ્રલ્હાદ ઉગાર્યો; આર્ય૦ ૩
પૂર્ણ ચંદ્ર સમ પ્રભુ મુખ જોઇને, ચકોર થઇ નયનો ઠારો; આર્ય૦ ૪
દાસ વાલેરાની વિનતી સ્વીકારો, રામ ભજન વિણ નવ આરો;આ૦ ૫

### ગાયન ૮ મું.

## રાગ સીંહાનો કનરો.

ધામ ધરા ધન કામ ન આવે,રામ પ્રભુ વિન કોણ બચાવે;ધામ૦ ટેક.૧
કામની કાંચન કૂડાં જાણો, રામ ભજન એક સત્ય પ્રમાણો;ધામ૦ ૨
હનુમાનજીને મોટપ દીધી, રામ પ્રભુજીએ કૃપા કીધી; ધામ૦ ૩
ભાઇ ભરતજીના પૂર્ણ પ્યારા, છોજી પ્રભુ મુજ આંખોના તારા; ધા૦ ૪
દાસ વાલેરો બીનતી કરે છે, આપના દર્શનથી નયનો ઠરે છે,ધા૦ ૫

ગાયન ૯ મું.

## રાગ દેશ.

પ્રભુ શું બેઠા છો ધારી, વિનવું મુખથી રે,
દાસપર દયા દીલમાં ધારી, આવો ઉમંગથીરે, ટેક.
શું વિચારો સુજ્ઞ સ્વામી, આપ વિના અહીં અતી છે ખામી,
હવે મુંજાણો અંતરયામી, દયા દરશાવજોરે. પ્રભુ શું૦ ૧
રામ રામ હું જપું છું નિત્યેં, આપની ભક્તિ માગું છું પ્રીતેં,
નથી હવે કંઈ બીજું ચિત્તે, નાથ વિનારે, પ્રભુ શું૦ ૨
ત્રિવીધ તાપથી તપી રહ્યો છું, આપ દર્શ વિણ તલફી રહ્યો છું,
નાથ બતાવો માર્ગ, ગોવીંદ શું કરૂંરે, પ્રભુ શું૦ ૩
ચકોર ચિત્ત થયું છે મારૂં, આપ વિના મુજ હૃદયે અંધારૂં,
વાલેશના થાજો વારૂ, ચંદ્ર થઇરે, પ્રભુ શું૦ ૪

ગાયન ૧૦ મું.

## રાગ ભેરવી.

ભજમન કૃષ્ણ ચંદ્ર સુખદાઇ; ટેક.
અહોનિશ આપ બસતહો ચિત્તમેં, મંગલ પ્રભુ મનમાંહી; ભજ૦૧
પુજા જાકીહે અતિ પ્યારી, મનમેં ચિંતન કન્હાઇ; ભજ૦ ૨
ગોકુલ જાકો હે ગામ પ્યારો, બંસી પ્રભુનેં બજાઇ, ભજ૦ ૩
દાસ વાલેશકે હો પ્રભુ સ્વામી, ચરણ કમલ ચિત્ત લ્હાઇ, ભજ૦ ૪

ગાયન ૧૧ મું.

## હે ચાંપરાજ ( એ રાહ. )

હે રામચંદ્ર હે રામચંદ્ર, તમો મારા પ્રભુ સાક્ષાત,

કરજો મુજપર મહેર પ્રભુજી,તમો જગતના તાત; હે રામચંદ્ર૦ ૧
હું માગું વર હું માગું વર, મુને આપો કૃપાથી મહારાજ,
ભક્તિ આપના ચરણ તણી,હે પ્રભુજી દીન દયાળ;હે રામચંદ્ર૦ ૨
હું ભજું નિત્ય હું ભજું નિત્ય, આપમાં મારૂં ચિત્ત,
કાયા માયા જુઠાં જાણું, જગત્ સર્વ અનિત્ય; હે રામચંદ્ર૦ ૩
હે ધનુષ્ય ધારી હે ધનુષ્ય ધારી, અવધ બિહારી રાજ,
દાસ વાલેરાની વિનતી તમો,સ્વીકારો પરમ કૃપાળ;હે રામચંદ્ર૦ ૪

ગાયન ૧૨ મું.

## રાગ દક્ષણી લાવણી.

નાથ શું નાવો હદ હવે તો થઇ છે રે,
મોરલી પ્યારી, લાગે સારી, સુખદકારી, તમપર વારી,
જાઉં હું મુરારિ રે; નાથ શું નાવો૦ ૧
હરિ હજુરમાં રાખો દાસનેંરે;
છો ગોપાળ, અતિ કૃપાળ, દીનદયાળ, કુલ ઉજાળ,
ભક્ત હિતકારી રે; નાથ શું નાવો૦ ૨
અધર બાંસુરી બાજે અતિ સારીરે,
રમો છો રાસ, ગોપી ખાસ, રાધાપાસ, હરિ હુલાસ,
આપ છો અતિશેરે; નાથ શું નાવો૦ ૩
દાસ વાલેરો વિનતી કરેછે રે,
રમો છો રંગે, રાધા સંગે, અતિ ઉમંગે, બહુ પ્રસંગે,
પ્રીતિ અતિ ધરીને રે; નાથ શું નાવો૦ ૪

ગાયન ૧૩ મું.

## રાગ બનજારો.

નમું નમું હું વારંવાર, છે ગિરજાપતિ આધાર; ટેક.
હું લળી લળી લાગું પાયે, જેથી કલેશો સર્વે જાયે,
શંભુ તમો છો બહુ ઉદાર; નમું નમું હું૦ ૧
તમો જગતનાછો પાલક, તમો દાસ તણા દયાલક,
હે બીલેશ્વર મહારાજ; નમું નમું હું૦ ૨
હે ત્રિનેત્ર પ્રભુ દેવા, દાસ તણી સ્વીકારો સેવા,
મુજનેં આપો ભક્તિ અપાર; નમું નમું હું૦ ૩
પ્રભુ ચંદ્ર શેખર સ્વામી, નીલકંઠ અંતરયામી,
વાલેશના છો કિરતાર; નમું નમું હું૦ ૪

ગાયન ૧૪ મું.

## ચોપાઈ.

થંભ ફાડી પ્રહ્લાદ ઉગાર્યો, હિરણ્યકશિપુનો ઉદ્ધાર વિદાર્યો;
નિશ્ચલ પદ ધ્રુવનેં થાપ્યો, ત્રય પદથી બ્રહ્માંડને માપ્યો;
કુંજર કેરી કીધી પ્રભુ સહાય, ગ્રાહનેં માર્યો પ્રભુ ઉઠી ધાઈ;
દાસ વાલેશના પ્રભુ સ્વામી, મહેર કરો અંતરયામી;

ગાયન ૧૫ મું.

## રાગ માઢ.

અવિનાશી આત્મરામરે, તમો સુણજોરે સંતો; ટેક.
દ્રશ્ય વસ્તુ જુઠી જાણો, સત્ય એક બ્રહ્મ,
ઇંદ્રિય મન જ્યાં પહોંચે નહિ, એક અખંડાનંદરે; તમો સુણ૦ ૧

વિધિ પ્રપંચ અનાદી રચાયો, જેવો રંગ પતંગ,
નિશ્ચે એને જુઠો જાણો, આણી મન ઉમંગરે; તમો સુણ૦ ૨
માયિક વસ્તુમાં મન ન લાવો, લાવો બ્રહ્મમાં ચિત્ત,
બ્રહ્માનંદથી અતિ થશો, કૃતકૃત્ય ખચીતરે; તમો સુણ૦ ૩
વાલેશ વિનવે છે સાચું, સુણજો સર્વ સુજાણ,
આત્મ દર્શન કરીલયો પ્યારા, ભુલો નહિ નિજ ભાનરે; તમો સુણ૦ ૪

ગાયન ૧૬ મું.

## રાગ આશા.

સીતારામ સંતોરે, ભજો સુખદાઇ; ટેક.
રામ સીતારામ કહેતાં, અઘ સહુ જાઈ, ચરણ કમલ ચિત્ત લ્હાઇ; સી૦ ૧
એ પ્રભુ ધનુષ્ય ધારી, અવધ બીહારી, લક્ષ્મણ કે બડે ભાઈ; સીતા૦ ૨
કૌશલ્યાનંદન, ભક્ત ઉર ચંદન, દશરથજીકે તનાઇ, સીતા૦ ૩
વાલેશકે સ્વામી પ્રભુ, કિંચિત ન ખામી, જાકી સમરહે બંકાઇ. સી૦ ૪

ગાયન ૧૭ મું.

## રાગ ભેરવી ગજલ.

રાધા કૃષ્ણ સંગ એકલી, કરે છે કેલી મદ ભરી; ટેક.
બજાઇ શાંમને બાંસુરી, લાગતહે અતિ માધુરી; રાધા કૃષ્ણ૦ ૧
કૃષ્ણ છબીહે સાંવરી, દેખી રાધા બન ગઇ બાવરી,
કુંજમેં ઠાડે હરિ, છબીલે પ્યારે ગિરિધારી; રાધા કૃષ્ણ૦ ૨
કાંધપેં હે કામલી, મગ રોકી ઠાડે બનમાલી,
નાથાહે નાગ જીને કાલી, નિરખતહે રાધા આલી; રાધા કૃષ્ણ૦ ૩
વાલેશકે સહાયકારી, મધુર લાવન અતિ પ્યારી,
પાંડવનકે હિતકારી, પંચાલીકે સહાયકારી; રાધા કૃષ્ણ૦ ૪

ગાયન ૧૮ મું.

રાગ કાલીંગડો ત્રિતાલ–કોઇ હાલ કહો જાકે (એ રાહ.)

ભજો રાધારમણ સુખદાઇ,વરચો સાંવરો મુજ મન માંહી; ભ૦ ટેક.
રાધાજી ઠાડે જમુનાં તીરેં જલ ભરનેકે કાજ,
કૃષ્ણજી આકે બોલે લાજ, ગોપ શિરતાજ, ઠાડે મહારાજ, ભજો૦ ૧
બંસી બજાવે ઘેરી ઘેરી સુખદકારી સુર,
નિરખે ગોપી કેરાં ઉર, પ્રેમ ચકચુર, ચુમે છે અધુર; ભજો૦ ૨
મોર મુગટ શિર ઉપર શોભે, કલગી જરીકી ઝુકાઇ,
બલભદ્રજીકે ભાઈ, ચીર ચોરાઇ, ગોપીનકે જાઈ; ભજો૦ ૩
દાસ વાલેરો વિનતી કરતહે, દ્રોપદીકે ચીર પુરાઇ,
ગજકે કારણ પ્રભુ ધાઈ, સંત સુખદાઇ, મેરે હે સહાઇ. ભજો૦ ૪

ગાયન ૧૯ મું.

રાગ ગરબી.

આજ દિન આનંદનો આલી (એ રાહ.)

ભજીલ્યોને ગુરૂ ચરણ સુખદાઇ, ટેક.
ગંભીરતામાં ગુરૂ ઉદધિ જેવા, ચંદ્રસમ શીતલતાઈરે; ભજી૦ ૧
નથુરામ શર્મા સદા સુખદાઈ, દર્શનથકી અઘ જાયરે; ભજી૦ ૨
સૂર્યસરીખા જ્ઞાન પ્રકાશક, શિષ્યો તણા છે સહાયરે; ભજી૦ ૩
દાસ વાલેરો વિનતી કરે છે, ગુરૂ પદકમલ ચિત્ત લોભાયરે; ભજી૦ ૪

ગાયન ૨૦ મું.

થયાછોરે પતિ તેજ પ્યારી તનના, ઉર હસી વરીયા જે;
( એ રાહ )

ભજીલ્યોરે ત્રિનેત્ર સ્વામી, અવિનાશી પ્રભુ એ; ટેક.

ગુણાતિત શંકર પ્રભુ દેવા, જાઉં હું વારી,
લેજો તારી, દયાધારી ત્રિપુરારિ, સુખકારી,
વિનવું રે શીવ મુખથી હું તો કાળની નથી કંઇ બે; ભજી૦ ૧
એવા પ્રભુ સહાયકારી છે ગંગા જટા ધારી,
ભયહારી, નંદિ સ્વારિ, છે ભારી, મદનારિ,
છે ચંદ્રશેખર સ્વામી પ્રભુજી અંતરયામી એ; ભજી૦ ૨
જગ કરતા હરતા પ્રભુ આપછો પોષણ કરતા એક,
રાખો ટેક, છો અલેખ, બ્રહ્મ એક, દો વિવેક,
નીલકંઠ શંભુ નામ તમારૂં, કૃપા નિધિ પ્રભુ છે; ભજી૦ ૩
દાસ વાલેરાની નમૃ વિનતી સ્વીકારો પ્રભુ આપ,
કાપો પાપ, ને સંતાપ, શીવ આપ, છો બાપ,
દયા તણા દરિયા છો સ્વામી કરજો કરૂણા રે; ભજી૦ ૪

ગાયન ૨૧ મું.

રાગ ઇંદ્રસભા.

અરે લાલદેવ ( એ રાહ )

ધનુષ્ય ધારી રામ રઘુપતિ નાથ, પ્રભુનું પરાક્રમ અતિ છે અમાપ;
અવધ રાજધાની શોભે સરિયુ તીર, જે છે શોભામાં બહુ રે વિચિત્ર;
સરિયુ તણું જળ બહુ પુનિત ખરે, જેમાં સીતારામ નિત્ય ક્રીડા કરે;
વાલેરાતણા ઇષ્ટ રામચંદ્ર છે, શિતળતામાં પ્રભુ સુધાકર દીસે;

ગાયન ૨૨ મું.

ડરમાં તું દિલ સાથ ( એ રાહ. )

પ્રભુ પ્યારા બંસી વાળા રે, કાના રે'જો ન ન્યારા રે;

તમો આંખો તણા તારા; પ્રભુ પ્યારા. ટેક.
તમેં ગોપાળ, અતિકૃપાળ,
જાદવકુળતણાછો ઉજાળ, દાસતણી તમે લ્યોછો સંભાળ,
બસી બજાવો છો અતિ રસાળ,
કાળતણા પ્રભુ તમે છો કાળ, હરિ આંખો તણા છો તારા; પ્રભુ૦ ૧
નંદના લાલા, લાગોછો વાલા,
છોજી તમો શ્યામ કેશજવાળા, મકરો કાનજી નયનના ચાળા,
આંખોમાં દીસો છો કાજળ વાળા, છેલ છોગાળાનેં લટકાળા,
તમો મોર મુગટ વાળા; પ્રભુ૦ ૨
ધેનુ ચરાવો, ગોપી બોલાવો,
વનરાવનમાં રાસ રચાવો, લાલ હસીનેં અમનેં બોલાવો,
જીવન તણો લેવા દ્યો લાવો,
પ્યારો લાગેછે અમનેં માવો, તમો છો ગિરધર નારા; પ્રભુ૦ ૩
તમો હિતકારી, બહુ ઉપકારી,
દાસ વાલેશની અર્જ સ્વિકારી, ઉદ્ધાર કરજો તમો મોરારિ;
ભવસાગર દીસે અતિ ભયકારી,
તમપર હું તો જાઉં બલિહારી, છોજી શ્યામ મુક્તિના દેનાર; પ્રભુ૦ ૪

ગાયન ૨૩ મું.

ડરે ન માતુ મારી હૈયે તું રાખ પુરી હામ (એ રાહ)

હે પ્રભુ સૂર્ય, તમેં છો નારાયણ આપ; ટેક.
તિમિર વિનાશક જગત પ્રકાશક, કાપો છો દાસોનાં પાપ; હે પ્ર૦ ૧
સાક્ષાત દરશન દીયોછો સ્વામી, આપનો છે મહિમા અમાપ; હે પ્ર૦ ૨
સહસ્ત્ર અર્ચિ નામ પ્રભુ પ્યારૂં, વદેછે વેદ સાક્ષાત; હે પ્ર૦ ૩
દાસ વાલેશ અર્જ ગુજારે, કરજો કરુણા હો નાથ; હે પ્ર૦ ૪

ગાયન ૨૪ મું.

## પ્રેમનો કોલ દીધો રાજ કુમાર (એ રાહ)

છોજી શ્યામ બાંસુરી વાળારે, મકરો નેણ તણા ચાળા; છોજી૦ ૧
મોર મુગટ શિર ઉપર શોભે, કલ્ગી કીરણદાર,
દ્વારકામાં રાજ કીધું, પ્રભુ નૃગનો કીધો ઉદ્ધાર; છોજી૦ ૨
અરજુન કેરા સખા છો પ્યારા, જગત્ તણા કિરતાર,
પાંડવ કેરા ત્રાતા છો સ્વામી, ભય થકી તારનાર; છોજી૦ ૩
વિદુરજીની ભાજી આરોગ્યા, પ્રેમથકી મહારાજ,
દુર્યોધનના મેવા તજયાને, તજયો તેનો દરબાર; છોજી૦ ૪
વાલેશના સ્વામી છો સાચા, આપ એક આધાર,
આ સંસારમાં બીજો આપ વિણ, ન મળે કોઇ તારનાર; છોજી૦ ૫

ગાયન ૨૫ મું.

## રાગ કેરબો.

વાલા ધનુષ્ય ધારી રામ રહેજો હૃદયે મારે રે;
દીન તણા છો બંધુ સ્વામી, કરૂણા તણા ભંડાર,
નામ તમારૂં જપું છું સ્વામી, અહોનિશ કિરતાર; વાલા૦ ૧
ભરત શત્રુઘન અનુજ આપના, અને લક્ષમણ વીર,
મોટપમાં મેરામણ જેવા, સુજ્ઞ શ્યામ સ[illegible]ર; વાલા૦ ૨
સૂર્ય કુલ ઉજાળણ સ્વામી, રાજ નિતિજ્ઞ સુ[illegible],
દશરથ તણા તનયછો સ્વામી, રાજા કેરા [illegible]ણ; વાલા૦ ૩
આપ છો માતા પીતા સખા, બંધુ સ્વામી [illegible],
વાલેશના ઇષ્ટ પ્રભુજી, હરો દુષ્ટનો ગર્વ; વાલા૦ ૪

ગાયન ૨૬ મું.

## રાગ કાફી હોરી તાલ દીપચંદી.

ચલો સખી કૃષ્ણકું નિરખીયે જાઇ; ટેક.
ગોપી ગોપ રંગમેં ભીને, અબીલ ગુલાલ ઉડાઇ,
લે પીચકારી ખેલે બ્રજનારી, ખોરે રાધા દુલારી,
ભરી ભરી રંગકી ઝારી; ચલો સખી૦ ૧
કેશર કુમકુમ અતિ ઉડત હે, રંગકી હોજ ભરાઇ,
લે લે કૃષ્ણજી ઝબોરત તિનમેં, ગોપીનકે સમુદાઇ,
જીસસેં શ્રીકૃષ્ણ રીજાઇ; ચલો સખી૦ ૨
કુસુંબ રંગકા કીચ મચાહે, જીનમેં વસન રોરાઇ,
રાધાજીકી બાંઇ પકરકે, કૃષ્ણ રહે લોભાઇ,
રાધાજીને નેનાં તરછાઇ; ચલો સખી૦ ૩
દાસ વાલેરાકે પ્રભુ સ્વામી, સદા કૃષ્ણ સુખદાઇ,
કિલ્બીષ કાટી સદા સુખ આપો, સુઘર હો શ્યામ કન્હાઇ,
શરણ રાખો સુખદાઇ; ચલો સખી૦ ૪

ગાયન ૨૭ મું.

રાગ ગૌરી—સંજયા.

### નાવે નાવે નાવે હરિના નામની સમાન (એ રાહ)

ભજીલ્યોને રામસીતા, ચરણ કમલ સુખદાઇ; ટેક.
આર્યતણા આધાર પ્રભુજી, જગતના કિરતારરે,
સુગ્રિવ કેરા સખા પ્રભુજી, ભરતજીના ભાઇરે; ભજી૦ ૧
ભરિ સભામાં ધનુષ્ય તોડયું, સંતોને સુખદાઇરે,

વિશ્વામીત્રનો યજ્ઞ બચાવ્યો, ભૂસુર કેરા સહાયરે; ભજી૦ ૨
સિંધુ કીનારે શંકર થાપ્યા, પથ્થર પાજ બંધાઇ રે,
કપી સેન લઇ ચાલ્યા પ્રભુજી, સુવેલ શૈલ નિયરાઇરે; ભજી૦ ૪
વાલેરાના ઈષ્ટ છો સ્વામી, કરજો મારી સહાય રે;
ભવસાગરથી તારજો સ્વામી, નહિતો જાશ તણાઇ રે; ભજી૦ ૪

ગાયન ૨૮ મું.

રાગ કલ્યાણ—તાલ ગજલ.

આજ છે આનંદ ( એ રાહ. )

હરિ ભજવાનો સમય વિતી જાય છે,
જાય છે મન જાય છે મન જાય છે; હરિ૦ ૧
માયા કાયા ધન એતો દુઃખદાઇ છે,
એતો સર્વ વાદળ કેરી છાંય છે; હરિ૦ ૨
મારૂં મારૂં કરી મૂર્ખ મુંજાય છે,
એ ફંદાથી ઉલટો જાળ ફસાય છે; હરિ૦ ૩
વાલેરો કહે છે સુણજો વિનતી,
ગોવિંદ શરણે કિલ્બીષ સર્વ સમાય છે; હરિ૦ ૪

ગાયન ૨૯ મું.

રાજા બોલો યા ન બોલો ( એ રાહ. )

કાના આવો શું ન આવો, તેરી બંસીપેં મેં વારી; કાના૦ ટેક.
તેરે ગલેમેં બનમાલા, મારો નેનું કેરા ભાલા,
લાચાર હો રહી હું; કાના૦ ૧

કૃષ્ણ ગોકુલકે હો બાસી, રાધા દેખી હોત હુલાસી,
આપ વિના એ હોત ઉદાસી; કાના૦ ૨
કૃષ્ણ કીની કુબ્જા દાસી, સુની ગોપી હે મુસકાતી,
શાસ્ર ઉસમેં રહેલુ ભાઇ; કાના૦ ૩
દાસ વાલેશકે સ્વામી, આપ હોજી અંતરયામી,
હરિ કીર્તનસેં અઘ જાઇ; કાના૦ ૪

ગાયન ૩૦ મું.

## મહેલે શું ન આવો ( એ રાહ. )

હેતે સમરો સીતારામ રામ રામ સીતા રે,
ચિત્ત લાવોજી લાવોજી લાવોજી લાવોજી લાવોજી રે, હેતે૦ ૧
નિરખી નિરખી નયનો તૃપ્ત થયાં,કહો કાલ થકી હવે શું ભય લાગે;
જેનું નામ સુણી તતકાળ, પાપ સમુહો આઘાજ ભાગે;
એવા ભકતોને ધન્યજ છે, જે પ્રભુ તણે નિત્ય પાયજ લાગે;
વાલેશના પ્યારા અહાહા! આંખોના તારા આહાહા!
રહેજો ન ન્યારા આહાહા! હેતે૦ ૨

ગાયન ૩૧ મું.

રાગ ભજન.

## જુનું રે થયું દેવળ ( એ રાહ. )

ચિત્તમાં વશ્યો રે મારા મનમાં વશ્યો,
જીહો સાંવરો સલુણો મારા ચિત્તમાં વશ્યો;—ટેક,
માખણ ખાઇ વાલો ધેનુ ચરાવે પ્યારો,
જળ જમુનામાં વાલો નાહીતો રીયો; જીહો૦ ૧

ગિરિવર ધાર્યો વાલે કંસને માર્યો વાલે,
ગ્રાહથકી વાલે ગજને તાર્યો, જીહો૦ ૨
આંખો છે લાલ વાલા કરોછો ન્યાલ વાલા,
રાધાનું મુખડું જોઇને હરિતો હરખ્યો; જીહો૦ ૩
દાસ વાલેરો કરજોડી વિનવે રે,
મુરતી નિરખીનેં મારો હૃદયો ઠર્યો; જીહો૦ ૪

ગાયન ૩૨ મું.

રઘુપતિ રામ રૂદામાં રેજો રે ( એ રાહ. )

હરિ તારજયો દીનાનાથ અરજ સ્વિકારી રે,
તમો દીનતણા છો દયાળ ગિરિવર ધારી રે,
પ્રભુ મીરાંબાઇના છો આધાર શ્યામજી મુરારિ રે,
ગોવિંદ. ગાયોના ચારનાર બંસી વાગે ભારી રે;
દીધા બોડાણાનેં દીદાર હરિ ઉર ધારી રે,
દાસ વાલેરાનાં કરજો કાજ મિત્ર ત્રિપુરારી રે.

ગાયન ૩૩ મું.

રાગ સોરઠ.

હે સીતાપતિ રામ, છોજી તમો પુર્ણ કામ; હે સીતા૦ ટેક.
ચિત્રકુટમાં નાથ સિધાવ્યા, ઋષિ મુનીનાં ભાગ્ય ખીલાવ્યાં,
આપે કીધાં એનાં કામ; હે સીતા૦ ૧
મંદાકિની કીધી પ્રભુ પાવન, ભરત કૂપ છે પાપ ન સાવન,
હરિ ત્યાં કીધો વિશ્રામ; હે સીતા૦ ૨

પંચવટી આવ્યા પ્રભુ સ્વામી, કાંચન મૃગ માર્યો બહુનામી,
જટાયુનેં આપ્યું નિજ ધામ, હે સીતા૦ ૩
વાલેરા વિનવે કરજોડી, આપ સુધી મુજ નજરજ દોડી,
છોજી મુજ આંખોના આરામ; હે સીતા૦ ૪

ગાયન ૩૪ મું.

**રાગ ભજન.**

કાનુડો ન જાણે મારી પ્રીત ( એ રાહ. )

સાંવરો રાખે છે હુંથી હેત સખી,
આહા હા હા હા ? સાંવરો૦ ટેક.
ધન્ય ભાગ્ય મારાં સખી ઘણાં હુંતો જાણું રે,
સલુણાથી કીધો મેં સંકેત સખી,
આહા હા હાં હા ? સાંવરો૦ ૧
કાનાને દેખું ત્યારે નેણલાં ઠરે મારાં,
પિયુ વિના બનું હું અચેત સખી,
આહા હા હા હા ? સાંવરો૦ ૨
સાસરીયે જઉં નહિ સખી પિયરીયે રહું નહિ બેની,
ભલેનેં થાઉં હું ફજેત સખી,
આહા હા હા હા ? સાંવરો૦ ૩
વાલેરાના સ્વામી પ્રભુ અંતરયામી,
મારા હૃદયમાં કરજો નિકેત સખી,
આહા હા હા હા ? સાંવરો૦ ૪

---

ગાયન ૩૫ મું.

## રાગ ઝીંઝોટી.

ભજીલ્યોનેં કિરતાર કિરતાર રે,મનુષ્યા જન્મ નાવે વારંવાર:
શિતલતમાં પ્રભુ ચંદ્ર સરીખા ગુણ તણા ભંડાર,
ભંડાર રે; મનુષ્યા૦ ૧
અજામિળનો ઉધાર કર્યો જે ગુણીકાનેં તારનાર,
તારનાર રે; મનુષ્યા૦ ૨
ધના ભક્તનું ખેત નિપજાવ્યું દૈત્યોનેં મારનાર,
મારનાર રે; મનુષ્યા૦ ૩
કોલવા કાજે મંદિર ફેરવ્યું ગરૂડપરેં ચડનાર,
ચડનાર રે; મનુષ્યા૦ ૪
ટિટોડીનાં ઈંડાં બચાવ્યાં ભારત તણી મોજાર,
મોજાર રે; મનુષ્યા૦ ૫
વાલેશના સ્વામી સાચા મંગળના દેનાર,
દેનાર રે; મનુષ્યા૦ ૬

ગાયન ૩૬ મું.

## દોહા.

રામ કહેતાં રાજ મળે છે, રામ કહેતાં સુખ થાય;
આ સંસારમાં રામ વિનાનો, સાર મળે નહિ ક્યાંઇ. ૧

## સોરઠા.

અસાર આ સંસાર, વાદળ છાયા લેખી લે;

અંતે એ વિખરાય, સમરો સીતા રામને. ૧
હે ! ધનુષ્યધારી રામ, આપ છો અન્નદાતા ધણી;
આપ વિનાનો કયાંઇ, સાર નહિ સંસારમાં. ૨
વાલેશના ઇષ્ટ, ઉમંગ ધારી આવજો;
વાર કરો રઘુવીર, આપ છો ત્રિલોકી ધણી. ૩

ગાયન ૩૭ મું.

## રાગ—ગરબી.

તમો સાંવરા સલુણા દીસો ચાગલ્યા રે,
નથી અહિયાંરે, (બે વાર) રહેવાનું કાંઇ
કામ મારા શામ; તમો સાંવરા૦ ૧
તમો ગર્વથી જાણોછો જાણે હું ધણીરે,
પણ અહિયાંરે (બેવાર) છે કંસતણું રાજ મારા શામ; તમો૦ ૨
અહિયાં ગ્રહ નથી નંદરાયતણુંરે,
જેથી દોડોરે (બે વાર) માખણ લેવા કાજ મારા શામ; તમો૦ ૩
બ્રકુભાનની દુલારીને નથી જાણતારે,
કદી સાંભળ્યુંરે (બે વાર) રાધા કેરૂં નામ મારા શામ; તમો૦ ૪
વાલેશના સ્વામી છો પ્રભુ લાડકારે,
રાખો દાસ તણીરે (બે વાર) હવે લાજ મારા શામ; તમો૦ ૫

ગાયન ૩૮ મું.

## રાગ ભજન.

### નેણે નિંદ્રા નાવે જરી ( એ રાહ. )

સુમંત રૂવે હૃદયું ભરી, સીતારામ ગયાં ગંગાપારરે; સુમંત૦ ૧

રામ વિના શું રાજાને કહું હું તો, ન મળે મને કંઇ આધારરે; સુ૦૨
ગુરુ શીખામણ આપે છે બહુ બહુ, શાંતિ રાખોને સુજાણરે; સુ૦૩
રામ વિનાનું ચેન પડે નહિ, અંધ પણ અતિ અકળાયરે; સુ૦૪
વાલેશના સ્વામી નહિ દઉં જાવારે; શરણે રાખો શિયા રામરે; સુ૦૫

ગાયન ૩૯ મું.

રાગ ભજન.

નાખેલ પ્રેમડાની દોરી ( એ રાહ. )

નાખ્યો છે મોહનિનો ફાંસો,
મનડામાં માવે નાખ્યો છે મોહનિનો ફાંસો; ટેક.
સરખી સાહેલી ભેળી મહી લઇને ચાલી હું તો,
કાનુડે નાખેલ આડો ખાચો; મનડામાં માવે૦ ૧
કાનાને દેખી મારાં સંભ્રમ નેણાં,
કાનુડે દીધો હાર ખાસો; મનડામાં માવે૦ ૨
લોક લજ્જાથી હું તો શરમાણી,
દેવા ધાર્યો હાર પાછો; મનડામાં માવે૦ ૩
વાલેશના સ્વામી બહુ હું તો વિનવું રે,
સાંવરાનો પ્રેમ નહિ કાચો; મનડામાં માવે૦ ૪

ગાયન ૪૦ મું.

રાગ ગરબી.

શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યા ( એ રાહ. )

મારો કૃષ્ણજી મોહ બાણ મારી રહ્યા,

મારી રહ્યા મન લોભાવી રહ્યા; પ્યારો કૃષ્ણજી૦ ૧
સાખી—સાંવરા ભેળી સેજમાં અતિ મને સોહાય,
પિયુ વિનાની એકલી લાગે છે મને લાય;
સલુણાનો સંદેશો લાવી દીયોને, દર્શ હરિના દીખાવી દીયો;
દીખાવી દીયો પ્રીત જમાવી દીયો; પ્યારો કૃષ્ણજી૦ ૨
સાખી—મધુર મધુર બંસી બજે, જમુનાંજીને તીર,
સખી એને સાંભળી, હુંતો બનું અધીર;
હીંચ—ઘરતણાં સહુ કામ, મુજને સુજે નહિ,
એ વિણ અંતર કેરી દાજ, મારી બુઝે નહિ,
સાખી—મોર મુગટ શિરપર ધરી, કલગી કીરણદાર,
લચક લચક હરિ ચાલતા, આવે મુજ આધાર;
વાલેરાના ત્રાતા છોજી હરિરે, આપ કૃપાથી હુંતો જાશ તરી;
જાશ તરી નથી ફેરો ફરી; પ્યારો કૃષ્ણજી૦ ૩

ગાયન ૪૧ મું.

## પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે (એ રાહ.)

ભજો રામને બહુ ઉમંગ ધરીરે,
એ છે રઘુકુળપતિ મહારાજ, ધરી ઉમંગ સમરો સીતારામનેરે;
નારદ આદી કેરાં મન લોભાયછેરે,
ગાય શંભુ જેના યશ સદાય, ધરી ઉમંગ સમરો સીતારામનેરે; ૧
સાખી—અવધજીની ગાદી દીસે, સરયુ કેરે તીર,
દાસ તણાં દુઃખ ભાંગવા, દીસે શ્યામ સુધીર;
ભૃગુલાંછન જેના વક્ષઃસ્થલેરે,

સીતાસહીત બીરાજ્યા સિંહાસન, ધરી ઉમંગ સમરો સીતારામનેરે. ૨

સાખી—ભરત લક્ષમણ આદી સહુ, સુગ્રીવાદી મીત્ર,
ચામર છત્ર બહુ કિમતી, શોભે અતિ વિચીત્ર;
મણી જડીત્ર ખાસા મહેલ થંભછેરે,
જેમાં વિહાર કરેછે રમા નાથ, ધરી ઉમંગ સમરો સીતારામનેરે. ૩

સાખી—ગુલાબ તણી હોજો ભરી, બીલોર કેરી પાળ,
ક્રીડા કરે તે મધ્ય હરિ, દીન તણા પ્રતિપાળ;
બહુ રૂપાળા લાગે છે પ્રભુ રામજીરે,
દીયે વિપ્રોને વિધ વિધ દાન, ધરી ઉમંગ સમરો સીતારામનેરે. ૪

સાખી—હસ્તિપર શોભે હરિ, અંબાડીમાં આપ,
વાલેરો શું વર્ણવે, અદ્ભુત શોભા અમાપ;
શીતળતામાં સુધાકર જેવા શામજીરે,
એતો આપે છે ઠંડક અપાર, ધરી ઉમંગ સમરો સીતારામનેરે. ૫

ગાયન ૪૨ મું.

રાગ ઠુંમરી.

## મોરી નૈયાં મજેદાર ( એ રાહ. )

હરિ તમો છો ઉદાર, કરો દાસનો ઉદ્ધાર; હરિ તમો૦ ટેક.
પ્રભુ છોજી ગજને તમો તારનાર; હરિ તમો૦ ૧
હે ગિરિધારી, આપ કૃપાથી, ભવસાગર થકી જાશ તરીરે,
વાલેરો શામ વિનતી કરે છે;
લાલા ગાયો ચારનાર; હરિ તમો૦ ૨

ગાયન ૪૩ મું.

## રાગ ગરબી—તાલ હીંચ.

## વટ સાવિત્રી વ્રત આજ ( એ રાહ. )

હેતે સમરો સીતારામ, હરિ હીત કારી રે;
એતો દાસતણા આધાર, સદા સુખકારી રે;
એતો અવધપતિ મહારાજ, પુર્ણ રાજે રે;
ગ્રહી ધનુષ્યબાણુ હાથ તખ્તે બીરાજે રે;
પુર્ણ પ્રેમ ધરી ભજો સીતારામને,
એતો છે ભવથકી તારનાર રે;
સંસાર આપણો એ સુધારશે;
ભકત વિષે કૃપાળુતા છે અતિ ઘણી,
જેણે આપ્યું વિભિષણને રાજ રે,
સંસાર આપણો એ સુધારશે;
આરસ મહેલમાં શોભે છે સ્વામી,વાલા લાગે છે અંતરયામી,
સુખ આપે છે અપાર એતો છે બહુ નામી;
કિરીટ શોભે છે શિરપર સારો, કંઠમાં દીસે છે પુષ્પો હજારો,
વાલેશ કેરા છો નાથ હરિ આપ ઉગારો; હેતે સમરો૦

ગાયન ૪૪ મું.

## રાગ ભજન.

## મળજો જતી સતી ( એ રાહ. )

કાશીને મોજાર કરજો નિકેત તમો,

શંભુને દરબાર રહેજો હુમેશ તમો;
કાશી રાજે ગંગા તીરે ભકિતમાં ભરપુર,
સુવર્ણ મંદિર નિરખી શંભુનું, આનંદ ઉપજે ઉર; કરજો૦ ૧
મહેલ અટારી અતિ વિચીત્ર, વિધવિધ ભાંતી બજાર,
હીરા મુકતા કાંચન કેરો, ત્યાંતો ન મળે પાર; કરજો૦ ૨
ભૈરવનાથજી રક્ષા કરે છે, શક્તિ અપરમપાર,
કાળ તણો ભય મટાડી નાખે, એવા એ ઉદાર; કરજો નિકેત૦૩
વાલેશ વદે છે મુખથી, સુણજો ધરી દીલ હામ,
અંતકાળે શીવ મુકિત આપે છે; કહી રામનું નામ; કરજો નિકેત૦૪

ગાયન ૪૫ મું.

## રાગ ભેરવી—તાલ ત્રિતાલ.

કોઈ કૃષ્ણજીકો સમરોને, પ્રભુ મુરતી ઉરમાં ધારોને,
હરિ મેં નેન લોભાવોને, ઉસ શ્યામકો રીજાવોને; કો૦ટેક.૧
ગોકુળકે એહે બાસી, મારી જીને પુતના માશી,
રટન કરતહે કૈલાસી, પ્રભુજી જેહે અવિનાશી;
બ્રહ્માનંદ કેહે પ્રકાશી, વાલેશકે હે સુખરાશી; કોઈ૦ ૨

ગાયન ૪૬ મું.

## જબસેં કલંદર બનબન ફીરકર (એ રાહ.)

સાંવરો સલુણો સુંદર નટવર, બંસી મધુર બજાવતહે,
વિધ વિધ ભાંતી કીકેલી કરકેં, ગોપીયનકોં રીજાવતહે,
કિરીટ કુંડલ શોભે અતિ ભારી રે, લચક લચક ચલે ગિરિધારી રે,

વાલેશકે ઇષ્ટ હે એ મુરારિ રે,
કિરાટ કુંડલ શોભે અતિ ભારી રે, સાંવરો સલુણો૦ ૧

ગાયન ૪૭ મું.

રાગ માઢ—તાલ દાદરો.

શિદ કલ્પાવો સતાવો ( એ રાહ. )

નાથ આવો, મનમાં ભાવો, અતિ લોભાવો,
દીયો દરશનનો લાવો; ટેક.
રમવાથી, જમવાથી, ઋષિ સંગ ભમવાથી,
રાક્ષસનો કિધો સંહાર;
ખડ્ગથી, શક્તિથી, ધનુષ્ય બાણથી,
યજ્ઞનો કીધો ઉદ્ધાર; નાથ આવો૦ ૧
દુઃખોથી, ભુખોથી, દુષ્ટોથી, કલેશોથી,
દાસોનો કીધો ઉદ્ધાર;
પ્રીતીથી, નિતિથી, રઘુકુળ રીતીથી,
શોભોછો હે મહારાજ; નાથ આવો૦ ૨
શંખથી, ચક્રથી, ગદાથી, પદ્મથી, રાજોછો નારાયણ રૂપ;
રંગથી, જંગથી, ધનુષ્ય ભંગથી,
શોભોછો ભૂપોના ભૂપ; નાથ આવો૦ ૩
કાલો છું, ઘેલો છું, અને બીધેલો છું, હે પ્રભુ દીના નાથ,
મોહથી, લોભથી, કિલ્વીષથી તારજયો,
દાસ વાલેશના નાથ; નાથ આવો૦ ૪

### ગાયન ૪૮ મું.

### સહાય થજો તમેં શ્રી હરિ (એ રાહ.)

કરો કૃપા પ્રભુ રમાનાથ તમોછો પ્યારા, હરિ પ્યારા,
છોજી દાસ તણા આધાર આંખોના તારા,–તારા,
ક્ષિર સિંધુ મોઝાર પોઢયા છો સ્વામી પોઢયા સ્વામી,
તવ રચના અપરમપાર નહિં કાંઇ ખામી નહિ ખામી,
નથી કોઈ અન્ય આધાર ભકતનેં આપ વિના, આપ વિના,
વિષ્ણુ છો જન આધાર સુખદછોજી એના, એના,
કાળતણા કાળ પ્રભુ છો અતિ રૂપાળા,
આપની સત્તાએ દીસે સર્વતો ઉજાળા;
શામતો શરીર શોભે પ્રભુ કેરૂં સુંદર,
જેનું ધરે છે ધ્યાન ભકત હૃદય અંદર;
નેણાં તલફે નાથ દીયો દરશન લાવો, લાવો,
શું નહિ દીયો નાથ બિરદ વત્સલ કહાવો, વત્સલ કહાવો,
પડું છું પાય હું લળી આ દાસનેં બચાવીયેં,
છોરૂ જાણી આપનો દયા તો દરશાવીયેં;
પ્રીતીપાળ આપ છો દયામાં અમાપ છો,
ઇંદ્ર કેરા અનુજ છો જગત કેરા બાપ છો;
કવી સુગ્રીવ મીત્ર (બે વાર) કાજ વાળી માર્યો, વાળી માર્યો,
વિભિષણનેં દઇ રાજપાટ બેસાર્યો, પાટ બેસાર્યો;
ઋષિ મુનિના તાપ (બે વાર) મટાડયા તમે હરિ, તમે હરિ;
પૃથ્વિ કેરો ઉદ્ધાર કર્યો લઇ શર ધરી, શર ધરી;
રઘુનાથ દીસોજી તમો પ્યારા, પ્રભુ હાથમાં કોદંડ ધરનારા;

સરયુમાં કેલી કરનારા, દાસોના પાપો હરનારા;
પ્રભુ પ્રગટ્યાછોજી ગોકુળમાં, ગોવર્ધન ધાર્યો નિજ કરમાં;
કુંસને માર્યો નાથ (એવાર) પ્રભુ વહેલા આવી, વહેલા આવી;
વાલેશા કેશ તાત તારજો ચિત્ત લાવી, ચિત્ત લાવી, ફિર૦

ગાયન ૪૯ મું.

રાગ કાફી

દોરા દાવરદા દાર યાર સહાર ( એ રાહ. )

મન ભજ ભજ શંકરકું;
એ શંભુ પ્યારા, ભુતોકા ઇશ પ્યારા, ઉમાકા કાન્ત પ્યારા,
હે ભક્તકા તારા, ધરે રૂપ ન્યારાં ન્યારાં; મન ભજ૦ ૧
ઓ નાથ પ્યારા, જનોકા પ્યારા, ઇશ પ્યારા,
અહાહાહાહા દીલોકા પ્યારા, દીનોંકા વાલગકા પ્યારા; મન૦ ૨

ગાયન ૫૦ મું.

હાયરે નસીબે શું દગો દીધો ( એ રાહ. )

ભજોને નંદલાલજી કૃપાળ; ટેક.
ભજોને નંદલાલજી કૃપાળ, દીનદયાળ, કુળ ઉજાળ;
નાથરે ગોપાળ, વા,લે,શા,ના એ છે પ્રતિપાળ, ભજોને૦ ૧

ગાયન ૫૧ મું.

રાગ–જીલા–ઠુંમરી.

એક ચતર નાર કરકે સિંગાર ( એ રાહ. )

ભજો દીન દયાળ, પ્રભુ પરમ કૃપાળ, એ છે તરણિ કુળ તણા

પ્રતિપાળ, રઘુનાથ ઉદાર, લીયો દાસની ભાળ; ભજો૦ ૧
શોભે ધનુષ્યધારી, હુંતો જાઉં વારી, શિર મુગટ ભારી,
શોભે રત્ન કેરો, દશરથ કુમાર, દીસે ભાલ વિશાળ; ભજો૦ ૨
કૌશલ્યા નંદ, રાજે ભક્તચંદ, રામપુર્ણાનંદ, દેવાધિદેવ,
શોભે અવધ તખ્ત, ગૌ વિપ્રપાળ; ભજો૦ ૩
પિતુ વચન કાજ, તજી દીધું રાજ, શિર જટા સાજ, કીધો કૃપાળ,
વાલગના ઇશ, છો કુળ ઉજાળ; ભજો૦ ૪

ગાયન પર મું.

## રાગ કાફી—બરવો તાલ લાવણી.

## તુનેં કુમલા જીઅરવા ( એ રાહ. )

કોઇ કૃષ્ણ બતાવો, કોઇ કૃષ્ણ બતાવો હો સખી મોરી, કોઇ૦ ટેક. ૧
લતાગૃહ દેખું, બ્રજ સબ પેખું, દેખું સારી નગરીયાં;
દેખું સારી નગરીયાં, હો સખી મોરી, કોઇ૦ ૨
એ પ્રભુ પ્યારો, સાંવરો સગુણો, જીને નાખી નજરીયાં;
જીને નાખી નજરીયાં હો સખી મોરી, કોઇ૦ ૩
મધુર મધુર કાન, બંસી બજાવે, કુંકુ ઉનકી ડગરીયાં;
કુંકુ ઉનકી ડગરીયાં, હો સખી મોરી, કોઇ૦ ૪
વાલેરાકે સ્વામી, અંતરયામી, પાઇ પ્રેમ કટોરીયાં;
પાઇ પ્રેમ કટોરીયાં, હો સખી મોરી; કોઇ૦ ૫

---

ગાયન ૫૩ મું.

## નમું પદે ગિરજાપતિને (એ રાહ.)

ભજો સુખે સીતારામજી તમે; ટેક.
અયોધ્યાના રાજા, પ્રભુ પરમ દીસે કૃપાળુ,
એતો શોભે અતિ સારા નાથ સુરતી ગમે; ભજો૦ ૧
દીનતણા દયાળ, રઘુકુળના ઉજાળ,
ગૌ વિપ્ર પ્રતિપાળ, છે દેવોના ભૂપાળ,
વાલેશાની વિનતી સહુ સુણજો આ સમે,
એતો શોભે અતિ સારા નાથ સુરતી ગમે; ભજો૦ ૨

ગાયન ૫૪ મું.

રાગ કલ્યાણ.

## શ્રી જગત્પતિ (એ રાહ.)

હે વિશ્વના પતિ, શીવ સુણજો વિનતી,
ચંદ્રશેખર સ્વામી પદે, મુજ હજો પ્રીતી; ટેક.
દેવતણા દેવાધિ પ્રભુ, કાળતણા છો કાળ;
આપ કેરૂ સ્મરણ કરતાં,મટે જગત્‌ની જાળ; હે વિશ્વના૦ ૧
રામેશ્વર છે નામ તમારૂં, સોમેશ્વર વિખ્યાત;
જ્યોતિર્લિંગનાં દ્વાદશ નામો, જગતમાં પ્રખ્યાત;હે વિશ્વના૦૨
કાળકુટનું પાન કર્યું પ્રભુ, નિલકંઠ મહાદેવ;
દેવો કેરો ઉધાર કર્યો ઇશ, દયા કરી તતખેવ;હે વિશ્વના૦ ૩

કાશીમાં નિકેત કર્યો પ્રભુ, અને અવંતી શુભ;
વાલેરો સ્મરણ કરે છે, ઉરમાં લાવી હુબ; હે વિશ્વના૦ ૪

ગાયન ૫૫ મું.

રાગ ઠુમરી.

બજન લાગી બાંસુરી શ્યામકી ( એ રાહ. )

મન સુમરી લે ઘનશ્યામકોં, મન સુમરી લે ઘનશ્યામકોં;
એ નટવર નંદલાલ સાંવરો,કિરીટ કુંડલ શોભે અતિ ભારી;
એ વિન ઓર નહિં કામકો, વાલેરો ચાહત ધામકોં; મન૦ ૧

ગાયન ૫૬ મું.

નેનાં કસુંબી રંગ હો ગયે ( એ રાહ. )

સાંવરીયો, સાંવરીયો, સાંવરીયો, સાંવરીયો,
સલુણો ચિત્તમાં વસ્યો;
સાંવરીયો ચિત્તમાં વસ્યો,કાનુડાથી બાંધું પ્રીત;સાંવરીયો૦ ૧
એક તો એ વાલો એ વાલો એ વાલો છે લાલો;
વળી મોર મુગટ ધરનાર; સાંવરીયો૦ ૨
એતો છે એતો છે એતો છે ગાયોનો ગોવાળ;
દુજો માખણનો ચોરનાર; સાંવરીયો૦ ૩
છોગાળો છોગાળો છોગાળો લટકાળો;
દીસે વાલેરાનો કિરતાર; સાંવરીયો૦ ૪

---

ગાયન ૫૭ મું.

## દશા આ શી થઈ મારી ( રાહ. )

ભજો તમે સીતારામ, ભજનથકી દીસે આરામ;
સાખી—સાકેતપુરી શોભા અતિ, નિર્મલ સરયુ નીરઃ
નાહ્યાથી કિલ્બિષ કટે, જળ દીસે ગંભીર,
જેમાં પ્રભુ રામ વિહાર કરે ( બે વાર )
દર્શનથકી હરિ પાપ હરે; ભજો તમે૦ ૧
વિધ વિધ ભાંતી વાડીયો, પુષ્પ કેરા બાગ;
મહેલ અટારી શોભતી, હીરા મુકતા અથાગ;
રઘુનાથજી વિચરે છે ( બે વાર )
ચંદ્ર સરીખું આનન છે; ભજો તમે૦ ૨
શરણે રાખે છે સદા, દીનો કેરા નાથ;
પતિતપાવન આપ છે, અનાથુંના નાથ;
ભરતજીના ઇષ્ટ છે ( બે વાર )
યમની ફાંસી કાટે છે; ભજો તમે૦ ૩
શોભામાં છે સૂર્યસમ, શિતળતામાં ચંદ્ર;
વાલેરો શું વર્ણવે, એ છે આનંદ કંદ;
જેનો હસ્ત મુજ માથે ( બે વાર )
કરે ઉદ્ધાર નિજ હાથે; ભજો તમે૦ ૪

ગાયન ૫૮ મું.

## ટળ ટળ શું કહું તુજને ( એ રાહ. )

નંદલાલ તું સુમરને ચિત્તમાં,

એ નટવર બહુ છેલ છોગાળો તરે છે મુજ નજરે. નંદલાલ૦ ૧
સાન ભુલાવી સંગે લીધાં, હરણ એણે મનડાં કીધાં;
છળથી કરીને આવી, જળમાંહી નવરાવી,
હરી ગયા વસ્ત્ર આવી, દયા કાંઇ નવ આવી,
અમને તો શરમાવી, અમે કરી અર્જ આવી,
દયા દરશાવો સ્વામી, વાલેરાના અંતરયામી,
આપીજા, દઇજા, મુકીજા, મેલીજા, રે. નંદલાલ૦ ૨

ગાયન ૫૯ મું.

રાગ કલાયડો.

ખેંગાર તેં ખૂબ કીધી (એ રાહ.)

રઘુવીરે જન્મ લીધો, વધ રાવણનો કીધો, રઘુવીરે૦ ટેક.
વાનર કેરૂં સૈન્ય ઉતાર્યું, રાવણ પુરી મોઝાર;
ગઢ લંકાનો લીધો, રઘુવીરે૦ ૧
અંગદને વિષ્ટીયે મોકલ્યો, દુષ્ટ કેરે દરબાર;
કપીએ યત્ન કીધો; રઘુવીરે૦ ૨
અંગદ કહે છે સુણરે રાવણ, એ છે દીનદયાળ;
સાગરમાં સેતુ કીધો; રઘુવીરે૦ ૩
પાહિ પાહિ કરી પડ પગુમાં, રામજી પુરણ બ્રહ્મ;
વાલેરાનો નાથ સીધો; રઘુવીરે૦ ૪

---

ગાયન ૫૦ મું.

પાટણનાનૃપ નથી તુજ મહેલે પદમણી નારી (એ રાહ.)

પંચાનન પ્રભુ તમે દીસોછો કૈલાસની મોજાર;
છો કંદર્પ કેરા કાળ, પ્રભુ દીન તણા દયાળ;
ત્રિલોચન શીવઆપે કીધો દેવોનો ઉદ્ધાર, પંચાનન૦ ૧
દીસે છે ઉમયાજી અરધંગ, શોભે છે કંઠ વિષે ભુજંગ,
જળકે છે જટા માંહે ગંગ;
શોભોછો દાસકેરા કિરતાર; પંચાનન૦ ૨
નંદી છે જેનું યાન, શંકર ધ્યાનમાં ગુલતાન,
દેવો આપે છે જેને માન;
ચંદ્રશેખર છોજી ઉદાર: પંચાનન૦ ૩
શીવ વાઘાંબર ધારી, શોભે જટા અતિ પ્યારી,
પીયો છો ભાંગ બહુ ભારી:
દીયો વાલગને દીદાર; પંચાનન૦ ૪

ગાયન ૫૧ મું.

રાગ લાવણી.

હું કાલી નાગણુ થઈ ડસું ગુણીકાને ( એ રાહ. )

રઘુનાથ તણા દીદાર, કરો નિરધાર, થશે ઉદ્ધાર, જગતમાંથા તો;
રૂડા રામ દર્શનમાંહી ધરો સૌ ચિત્તો;
પ્રભુ શોભે મંડપમાંહી, ધનુષ્ય છે જયાંહી,
રામ પ્રભુ ત્યાંહી; મુકુટ શોભીતો;

રૂડા રામ દર્શનમાંહી ધરો સૌ ચિત્તો;
કર્યો ધનુષ્ય કેરો ભંગ, ધરી ઉમંગ, સજ્યો છે રંગ, ગવાણું ગીતો;
રૂડા રામ દર્શનમાંહી ધરો સૌ ચિત્તો;
પ્રભુ સિંહ જેવા સુરપાળ, શોભે ભૂપાળ,
કંઠે જયમાળ, શોભે સારી તો;
રૂડા રામ દર્શનમાંહી ધરો સૌ ચિત્તો;
વાલેરા કેરા નાથ, બતાવો પાથ, ગૃહિ મુજ હાથ, બાંધી મેં પ્રીતો;
રૂડા રામ દર્શનમાંહી ધરો સૌ ચિત્તો;

ગાયન ૬૨ મું.

સૈયર સુખકર આ સંસાર ( એ રાહ. )

રઘુનાથ દીન દયાળ, હેતે હરિ ભજીયે;
એ વિણ અન્ય ન આધાર, ભજી સુખી થઇએ; ટેક.
પરદુ:ખ ભંજનં, ઋષિ મન રંજન, ગંજન કાળ કરાળરે;
જગના નિયંતા, અંતરયામી, પુરણ બ્રહ્મ કૃપાળ; હેતે૦ ૧
ભક્ત વાત્સલ્ય પુરણ શોભે, બિરદ વત્સલ નાથરે;
ધનુષ્ય બાણ ગ્રહિ પ્રભુ હાથે, દાસને કીધા સનાથ; હેતે૦ ૨
ઋષિ મુનીના યજ્ઞ બચાવ્યા, દુષ્ટોનો કીધો સંહારરે;
ધર્મ ધરાને બચાવી લીધાં, અનર્થથી કિરતાર; હેતે૦ ૩
રામજી રૂડા સચ્ચિદાનંદ, અખિલ વિશ્વમાં આપરે;
દાસ વાલેરો વિનતી કરે છે, સાચા છો મુજ બાપ; હેતે૦ ૪

ગાયન ૬૩ મું.

જરી ન કોઇ જાણશે ( એ રાહ. )

કૃષ્ણ વાલો સાંવરો, વોહે આછો કાંવરો;

કહે ચિત્ત મતી ધરો, ધ્યાન તો ઉનો ધરો;
ઉઠે ઠાકો કાનજી, બુલાવે માંકો બાનજી;
સધણો હું બીકાઉંજી, કૃષ્ણજીરે કાંવજી;
વસુદેવરો કંવરજી, જાકો હે બહુ ભંવરજી;
અનિરૂદ્ધ તંવરજી, શોભે આછો સૂરજી;
ધ્યાન તો ધરાશાં, ભકિત તો કરાશાં;
વાલેરારી આશા, કરજો પ્રકાશા;

ગાયન ૫૪ મું.

રાગ ભજન.

કાનુડા તારી મોરલી ( એ રાહ. )

વાલીડા મારા રામજી, તમે દર્શ દીયો દાસ જાણી; ટેક.
તમે છો માતા, તમે છો પિતા, સારંગ શોભે નિજ પાણી;
દુષ્ટ કેરા નાશકારક છો, વેદ વદે છે એવી વાણી; વાલીડા૦ ૧
જનક સભામાં ધનુષ્ય તોડયું, સુછાનું રાખ્યું પાણી;
પરશુરામનો ગર્વ ઉતાર્યો, ગાથા બહુ ગવાણી; વાલીડા૦ ૨
લંકાને પાદર જંગ મચાવ્યો, ધનુષ્ય ચડાવ્યું તાણી;
રાવણને રગદોળ્યો રણમાં, લંકા કીધી ધુળધાણી; વાલીડા૦ ૩
વાલેરાના ત્રાતા સુણજો સ્વામી, કળી આવ્યો છે ખેપાણી;
સાગરમાંથી સિંચી લેજો, નૌકા જાય તણાણી; વાલીડા૦ ૪

ગાયન ૫૫ મું.

રાગ ભજન.

મોર તું આવડું રૂપ કયાંથી લાવ્યોરે ( એ રાહ. )
કાન તમે અદ્દભુત લાવણ્ય દરશાવોરે;

કાનજી ફરી વનરાવન આવો; ટેક.
ઓધા જેદુના ગયા છે સ્વામી, મથુરાની અંદર,
કુંજ ગઇ કુમળાઈ, જળ જમુનાનાં સુકાવા લાગ્યાં,
ગોપી રટે નિત્ય આવોરે; કાનજી ફરી૦ ૧
ઓધા સાંવરીયાંને તમે, એવી રીતે કહેજો,
હરિ કુબજામાં શું લલચાણા;
એ છે કંસની દાસી નીચ,
ઓધા એમાં તો શું જાણો શામ લાવોરે; કાનજી ફરી૦ ૨
ઓધા સલુણા વિના અમને, દીસે અલુણાં, ઓધા,
એ લાગે પ્રાણથી પ્યારો;
નંદ દુલારો બાંસુરી વાળો,
પિયુજીને કહેજો અહિં આવોરે; કાનજી ફરી૦ ૩
ઓધા કૃષ્ણ વિના મને નિંદ્રા ન આવે,
ઓધા રાત દિવસ નવ જાયે,
નથુરામ શરણે વિનવે વાલેરો,
ગોવિંદ દર્શન ચિત્ત ચાવોરે; કાનજી ફરી૦ ૪

ગાયન ૬૬ મું.

રાગ ભજન.

રૂડીને રંગીલીરે વાલા તારી મોરલી ( એ રાહ. )

સીતા અને રામજીરે સંસાર સિંધુ તારશે; ટેક.
કરીલ્યોને ભજન તણો વેપાર; સીતા૦ ૧
સમજુ અને શાણારે રામરસ ચાખજો,
એતો દેશે સુખ અપરમપાર; સીતા૦ ૨

રઘુનાથ રૂપાળારે સુંદર ઘનશ્યામજી,
એતો પ્રભુ દશરથના કુમાર; સીતા૦ ૩
રામજી રૂપાળારે જનકજીના જામાત્ર,
જાને ગઇ મીથીલાપુરી મોજાર; સીતા૦ ૪
વાલેરાના સ્વામીરે હરિ અંતરયામી,
કરજો મારી વારૂં હે કિરતાર; સીતા૦ ૫

ગાયન ૬૭ મું.

લડકા દેખા નંદ અહીરકા (એ રાહ.)

ધ્યાન ધરોને શંકરકા, સદાશીવ પ્યારા હે ભકતનકા;
તાલ મૃદંગ અરૂ ડમરૂ બાજે, નાચ કરે તાંડવકા;
વીષ્નુ આદી પાસ ખડે હે, શંકર ઇષ્ટ દેવનકા; સદા૦ ૧
શંકર કેરી બરાત નિકસી, વાહન શોભત નંદીકા;
સાસ મેનકા આરતિ કરત હે, વેશ લીયા હે દુલહકા; સદા૦ ૨
ભંગ ઘુટે ઔર દમ લગાવે, શોખ હે ગાંજા પીવનકા;
પારવતીકે સંગે શોભે, મુકટ કીનાહે જટાકા; સદા૦ ૩
કાશીપુરી અતિ પવિત્ર, નિવાસ જહાં શંકરકા;
દાસ વાલેરો વિનતી કરતહે, મુજે ચાહ દરશકા; સદા૦ ૪

ગાયન ૬૮ મું.

કીસી રંગ મહેલ હબીબ મેરા (એ રાગને મળતું.)

રાસ રચાવો ગોકુળ ગામ હરી, ગોપીમાં રંગ જમાવી દીયો; ટેક.
મોર મુગટ શિરપર ધારી, લાલ ચિત્ત લલચાવી દીયો; રાસ૦ ૧
બંસી બજાવી મધુર મધુર, કાનુડા મન લોભાવી લીયો; રાસ૦ ૨

કાલિંદ્રી તટે જ્યાં કુંજ બહુ, રાધાથી પ્રીતું જમાવી દીધો;રાસ૦૩
વાલેરાના સ્વામી પ્યારા નાથ,સંસારમાંથી ઉગારી લીધો;રાસ૦૪

ગાયન ૬૯ મું.

રાગ ગોડ મલાર.

પીયાસેં સંદેસા મોરા કૈયો જાઈ ( એ ચાલ. )

નિકો કનૈયો દીયો કોઇ દીખાઇ, લાવો ઉસેં કોઇ લાવો;નિકો૦ટેક.
જરતહે ઉનબીન છતીયાં,પ્રભુ બીન ચેન ન પરત હરિ આવે;નિ૦૧
ઓ ગિરિધારી શ્યામ મોરે વિશરામ,વાલેરા કુરબાન ઉસિકો ગુલામ;
જરતહે ઉન બીન છતીયાં,પ્રભુ બીન ચેન ન પરત હરિ આવે;નિકો૦૨

ગાયન ૭૦ મું.

રાગ બિહાગની ગજલ.

સમરોને શંભુ દેવને બીલેશ્વર બંકો, ટેક.
જેનો મહિમા અતિ છે ભારી, દેશમાં ડંકો; સમરોને૦ ૧
બીલ્વપુરી પાસે શોભે, શંકર કેરૂં ધામ;
શંકર ભજન કરવા થકી, પામશો વિશરામ; સમરોને૦ ૨
શંભુ શરણે જાઓ સર્વે, કાળથી બચો;
શીવ સ્મરણ કરી નિશ દિન, ધ્યાનમાં મચો; સમરોને૦ ૩
રાજા ધિરાજ ત્રિલોચન સ્વામી, અંતરજામીએ;
એને અરપણ કરો સર્વે, તન મન ધન અને ગેહ;સમરોને૦ ૪
વાલેરો વિનવે છે મુખથી, સુણો ધરી દીલ હામ;
શંભુ કેરૂં ચિંતન કરીલ્યો, તજી સઘળાં કામ, સમરોને૦ ૫

ગાયન ૭૧ મું.

## રાગ બીભાસ તાલ ત્રિતાલ.

સમરોને સીતારામ રઘુકુળ ભાણ,રઘુકુળ ભાણ,રઘુકુળ ભાણ;સ૦૧
સચ્ચિદાનંદ, આનંદ કંદ, અદીસે અતિ સુજાણ; સ૦ ૨
અયોધ્યાના રાજા રામ,અતિ ઉદાર,ગુણ તણી દીસે ખાણ; સ૦ ૩
દશરથ કુમાર, યશ વિશાળ, ગ્રહ્યાં છે મનુષ્ય બાણ; સ૦ ૪
વાલેરાના નાથ છે,દયા કેરા સિંધુ,એતો મારા વાલા પ્રાણ;સ૦ ૫

ગાયન ૭૨ મું.

રાગ ભજન.

સોઇ રામ સમરોરે ( એ રાહ. )

સોઇ સંત સાચારે, જે ભજનમાં ગુલતાન;
નિશ દિન સમરેરે રામ કેરૂં નામ; ટેક.
રામજી કેરૂં રટણ કરે જે, સંતત ધરે છે ધ્યાન;
કાળ પાસથી નવ ડરે જે અંતર લહે આરામ;
જળહળ જયોતુંરે જોવે સમજી સાન; સોઇ સંત૦ ૧
અનુભવ કેરૂં અમૃત ચાખે, પેખે રામનું ધામ,
ત્રિવિધ તાપો ટળી ગયા આનંદ આઠો યામ;
શોભા સારીરે દીસે છે લલામ; સોઇ સંત૦ ૨
ઇડા પીંગલા અને સુષમણા, ત્રીવેણીને ધામ,
અનહદ વાજાં વાગે ગગનમાં શોભે રૂડા શ્યામ;
દરશન કરી હરખેરે, એથી સારો કામ; સોઇ સંત૦ ૩
વાલેરા કેરા ત્રાતા સ્વામી, ગુરૂશ્રી નથુરામ,

આપ થકી કંઇ બીજું અધિક નહિ ધરા ધામને દામ;
મેરૂં કરીતોરે, બતાવ્યું બ્રહ્મ ગામ; સોઇ સંત૦ ૪

ગાયન ૭૩ મું.

રાગ ભજન.

જુઠડી કાયા રાણી જુઠાં મ બોલો ( એ રાગ. )

વાલા કાના ઘેલા મ બોલો, સમજુ થઇને એવુંરે; વાલા૦ ટેક.
પરાણેથી શું ઘુંઘટ ખોલો, સંભારો શામજી કોલોરે;
વનરાવનમાં રાસ રમતાં, તે દી બોલેલ બોલોરે; વાલા૦ ૧
કાન હુવે શું આળ કરો છો, પાછળ મારી શીદને પડો છો;
મીઠાં વેણ શીદને કહો છો, છાડો અમારો પીછોરે; વાલા૦ ૨
નંદના લાલા તમો ઉદાર, અમને લાગી છે અતિશે વાર;
શાને મેળોછો હજી ખુવાર, જાવા દિયોને બહારરે; વાલા૦ ૩
વાલેશના સ્વામી છોગાળા, નંદના કાના અતિ લટકાળા;
આઘારો કાનજી મ કરો ચાળા, દીઠા તમને રૂપાળારે; વાલા૦ ૪

ગાયન ૭૪ મું.

એતો છે જોયા જેવાં ( એ રાહ. )

સમરો સીતારામ, એતો છે ભકતોના વિશ્રામ; સમરો૦ ટેક.
રામજી રૂડા, પ્રીતમાં પુરા, સમરે શુરારે,
ઋષિ મુનીના યજ્ઞ કરાવ્યા હોંશથી પુરારે; સમરો૦ ૧
શોભાના સિંધુ, દીનના બંધુ, કારણ વિણ કૃપાળ,
સુપર્ણખાનું નાકજ કાપ્યું, રાવણના છે કાળ; સમરો૦ ૨

ભૂપના ભૂપ, મટાડે દુઃખ, દશરથના કુમાર,
ધર્મ બચાવવા જન્મ લીધો, કરો તેના દીદાર; સમરો૦ ૩
આલણ તનય વાલેશ વિનવે, સુણજો લાવીને સાન,
એવા ઇષ્ટને ઓળખી લીયો ભુલો નહિ નિજ ભાન;સમરો૦ ૪

ગાયન ૭૫ મું.

રાગ મરશીયા, તાલ હિંચ.

ચંદ્ર વખત શો આવીયો ( એ રાહ. )

કાન હજુ શું નાવીયો મારાતે મનમાં ભાવીયો,
વાહ વાહ મારાતે મનમાં ભાવીયો; કાન હજુ૦ ટેક.
એછે પ્યારો મારો નાથ (બે વાર) હુંતો થઇછું સંનાથ,
એણેરે ગોપી બોલાવીયો ઓહોહોહો,
એણેરે ગોપી બોલાવીયો; કાન હજુ૦ ૧
હુંતો જાશ એની પાસ, (બે વાર) મારા મનમાં છે આશ;
વાલીડે પ્યાર દરશાવીયો, આહાહાહા,
વાલીડે પ્યાર દરશાવીયો; કાન હજુ૦ ૨
એણે દીધા મને કોલ ( બે વાર ) એના સાંભરે છે બોલ;
અમને તે પ્યારથી બોલાવીયો,
સલુણે અમને તે પ્યારથી બોલાવીયો; કાન હજુ૦ ૩
છોજી વાલેશના નાથ ( બે વાર ) શિર મૂકો મારે હાથ;
હુંતોરે શરણે આવીયો,
પ્રભુજી હુંતોરે શરણે આવીયો; કાન હજુ૦ ૪

---

ગાયન ૭૬ મું.

## રાગ માલકોશ–તાલ દીપચંદી.

રહેમ કર મુજપર દયાળુ હરિ;
તુમારે કદમમેં હો પ્રીતી ખરી; રહેમ કર૦ ૧
તુંહી સભી દુનિયાંકા બાબા હે;
તુંહી સભી જાનેકા શાહનશાહ હે; રહેમ કર૦ ૨
તુંહી સભી પાપોં દફે કરતા હૈ;
તેરા હુશ્ન દુનિયામેં બહોત જાદાહે; રહેમ કર૦ ૩
વાલેશાકે ખુદા વિષ્ણુજી હે;
હરિકી જનાબમેં હાજીર હે; રહેમ કર૦ ૪

ગાયન ૭૭ મું.

## રાગ પીલુ તાલ દીપચંદી.

રામ ચરણુમાં ચિત્ત ધરોને,ભકતીનો લાવો તમોતો લીયોને;રા૦ટેક.
રામની સુરતી હૃદયે ધરોને,મનુષ્યા જનમનો લાવો લીયોને,રા૦ ૧
નિશદીન સુખથી રામ રટોને,સંસાર સાગર સુખથી તરોને; રા૦૨
કાળપાશથી નવ ડરોને, રામ પ્રતાપે ખુશીથી ફરોને; રામ૦૩
ધરી સહુ હોંશ યત્ન કરોને, વાલેશના ઇષ્ટ પેખોને; રામ૦૪

ગાયન ૭૮ મું.

## રક્ષા તમો કરજો પુત્રની ઘનશ્યામ ( એ રાહ. )

શંભુજી તમો શુભ દીસોછો લલામ; ટેક.
કાળકુટનું પાન કર્યું પ્રભુ, દેવોને અમૃત દાન; શંભુજી૦ ૧

ત્રીપુર કેરો નાશ કર્યો શીવ,ક્રોધ કરીને તમામ; શંભુજી૦ ૨
કૈલાસમાં પ્રભુ વીહાર કરોછો,ભકતોને દીયો નીજ ધામ;શં૦૩
ચંદ્રશેખર નામ અતી પ્યારૂં,વાલેસની પુરજો હામ;શંભુજી૦૪

ગાયન ૭૯ મું.

રાગ કાફી તાલ ત્રીતાલ.

સનનન વરસે ફોર ફોર (એ રાહ.)

રાત દીન કૃપા કરો મુજપર આપ, કાનજી સ્વામી;
પ્યાર કરો લાગુંછું પાય, છું શરણ આજ પ્રીતી અપાર; રાત૦ ૧
કૃષ્ણજી સ્વામી નિત્ય સ્મરણમાં હ્રદયે જપુંછું આપનું નામ,
પ્રીતી પ્રીતીથી, પ્રેમે પ્રેમેથી, ખુશી ખુશીથી,
નીતી રીતીથી, મંગળ મુરતી રાજે;
અતી થઇએ ખુશી ભારે, બાજે બાજે બંસી ભારી,
વાહ વાહ વાહ વાહ, ઘુમ સનન જનન ઘુઘર પાયે.
બાજે આહાહા આહાહા, આહાહા,
વાલગના નાથ કાનજી આપ, રાત દીન કૃપા કરો૦ ૨

ગાયન ૮૦ મું.

બાગ આજ સારી છે નીહાળતાં જરે જરી (એ રાહ.)

સમરોને સીતારામ, હોંશ દીલમાં ધરી,(બે વાર)સમરોને૦ ૧
રઘુવશી નાથજીએ શોભાતો અતી ધરી;
કાળપાશથી છોડાવશે પ્રીતી ધરી હરી; સમરોને૦ ૨
પુર્ણબ્રહ્મ રામજીના ગુણાનુવાદ ગાઓરે;
સીતાપતી રામજીને તમોતો રીઝાઓરે; સમરોને૦ ૩

રામને હૃદયમાંહી નિશદીન ધારોરી;
શુદ્ધ દીલથી કરોને ભકિતતો તમો ખરી; સમરોને૦ ૪
ગુણનિધાન છે સુજાણ તરણી કુલ ભાણરે;
વાલેરો વદે છે વાત સુણજો સંતો પાધરી; સમરોને૦ ૫

ગાયન ૮૧ મું.

રાગ ઠુમરી.

સૈયાં તોરે પૈયાં લાગું ( એ રાહ. )

રામજી તુજ પાયે લાગું મેરૂંતો કરો; ટેક.
અરજ કરૂંછું સુણો નહિં કેમ હરિ હું;
ચરણ પડું અહોનિશ પ્રભુ દોડી,
તુજ પાયે લાગું મેરૂંતો કરો;
આરત થઇ આવ્યો શરણે અરજ સુણોને મારી;
હું દુઃખી ફરૂં મારી મતી થઇ હોરી;
તુજ પાયે લાગું મેરૂંતો કરો;
નથી કોઇ આધાર આપ વિના બીજો જરી,
મારી બાંય પકડી તાપ કાપો હરિ,
તુજ પાયે લાગું મેરૂંતો કરો;
વાલેરાની અર્જ સુણી લેજો ફરી ફરી,
ધારો ખરેખરી નથી શાંતી તો જરી,
તુજ પાયેલાગું મેરૂંતો કરો;

ગાયન ૮૨ મું.

મુખથી નહિ બોલે બાળા તમારી ( એ રાહ. )

મુખથી જપો સાંવરો સલુણો પ્યારો કાનો કંથ;

એવા પતીને જો ચાહો તો લીયો પ્રેમનો પંથ;
વાટડી જોશો બંસીયે મહોશો ધરશો તેનું ધ્યાન;
પાસે રહેજો પ્રીતી કરજો, ધરી ઉમંગથી ખંત; એવા૦ ૧
વાલેરો વિનવે છે મુખથી મારા એ છે નાથ,
પ્રભુ ભજયાથી થાશે જલ્દી પાપો કેરો અંત; એવા૦ ૨

ગાયન ૮૩ મું.

## કેવી સુંદર મનહર દીસે ફુલવાડીની લહેર (એ રાહ.)

કેવા પ્યારા લાગોછો રામજી પ્રભુરે,
અયોધ્યાપુરીની શોભા દીસે અતી ન્યારી ન્યારી,
કુદરતથી ચીતરથી મહેલોથીતોરે; કેવા પ્યારા૦ ૧
રામના ધામની પુરી બહાર છે જુકી રહી અતી ભારી અટારી;
રામજી રૂડા ધનુષ્યધારી, કાને કુંડલ જળુકે ભારી,
વાલેરો છે દાસ તમારો વીનતી સુણજોરે; કેવા પ્યારા૦ ૨

ગાયન ૮૪ મું.

રાગ પીલુ બરવો ત્રીતાલ.

## એસે ધોકા દેને વાલે (એ રાહ.)

કેસે રામજી સુંદર પ્યારે અચ્છે લગતેહેં;
દ્રઢ ધનુષ્ય ધરને વાલે યજ્ઞોકોં બચાને વાલે, રાક્ષસોંકો મારને વાલે,
ભક્તોંકોં હે તારને વાલે ભાનુકુલ ઉજ્ઞાને વાલે; રામજી૦ ૧
બંદા તેરે રૂકો ઉધારનેકો રીજાનેતું રીજાનેતું મુજ મનમેં છબીહે;
ઓ મન જાને યાજી જાને કરો કરો પ્રીતી ખરે ડરો ડરો લોકો અરે;
કાળથીતો ખરે ખરે, ભજનથી ચીત્ત ઠરે; રામજી૦ ૨

એસે સીતારામકે ભજનકો હુબ મનમેં લાવો તુમ;
ભકિત મેંસેં અમૃત નિરસે ઉસીકું ખુબ ચાખો તુમ;
દીનબંધુ પ્યારે હરિ ઉસીપર બલીહારી દેવોંકે હે ભયહારી,
દાનવોંકે પીડાકારી ભજો એસે રામ તેરે કામ હુવે તમામ,
ચિતમેં રહે આરામ દયાલુ હે શામ,
વાલેરાકે ઇષ્ટ દેખો અયોધ્યામેં રનેવાલે; રામજી૦ ૩

ગાયન ૮૫ મું.

રાગ ભેરવી તાલ દાદરો.

મેં જગાય હારીરે (એ રાહ.)

કૃષ્ણ શોભે ભારી કાન બંસી બજાવેરે; કૃષ્ણ૦ ૧
રાસ રમાડે કુંજ લતામાંરે, મોહની મુરત પ્યારીરે; કૃષ્ણ ૦૨
જમુના જળમાં કેલી કરેછેરે, ગોપીસંગ કુંજબીહારીરે; કૃ૦ ૩
મધવા કોપ કર્યો વ્રજ ઉપરરે, વ્રજ બચાવ્યો ગીરીધારીરે; કૃ૦૪
વાલેરાના સ્વામીછોજી શાણારે, તમપર હું બલીહારીરે; કૃ૦ ૫

ગાયન ૮૬ મું.

રાગ કલ્યાણ તાલ ત્રીતાલ.

પરમેશ પરેશ કૃપા કરજો. (એ રાહ.)

રઘુવીર કૃપાળુ કૃપા કરજો કીલવીષ અમારાં તો હરજો. ટેક.
રઘુકુળના દીસોછો નાથ, ગૃહણ કરો પ્રભુ મારો હાથ;
બતાવો સુધર્મનો પાથ, હવે બાપ બચાવજો; રઘુવીર૦ ૧
ઇક્ષ્વાકુ કુળ અવતાર ધરી, દુષ્ટોને માર્યા યત્ન કરી;
દશરથજીના અજીર મોજાર, વીહાર કરોછો શ્રી કીરતાર;

દાસોના છો પાલનહાર, દરશન પ્રભુ દરશાવજો; રઘુવીર૦ ૨
પ્રભુ કૌશીક મુનીની સાથ ગયા, પ્રભુ અહલ્યા માથે કરી દયા;
કૌશલ્યાના પુર્ણાનંદ, રાજોછો પ્રભુ આનંદકંદ;
રમાનાથજી છો મુકુંદ, વારે વહેલા આવજો; રઘુવીર૦ ૩
પીતુની આજ્ઞા શીર ધરી વનમાંહે આવ્યાછોજી હરિ;
સુગ્રીવ સાથે કીધી પ્રીત, હનુમાનની કરી જીત,
રણમાં આપ દીસો અજીત;
વાલેશને તારજો; રઘુવીર૦ ૪

ગાયન ૮૭ મું.

રાગ જીલા ઠુમરી તાલ પંજાબી.

ગોકુલીચું નાનું ગામડીચું (એ રાહ.)

શંભુજી તમો સહાય કરોને બીલેશ્વર લલામ; ટેક.
ભાલ વિષે ચંદરે, જળકે છે ગંગરે,
શંભુ હૃદયે રટો છો નિત્ય રામજીનું નામ; શંભુજી તમો૦ ૧
ઉમીયા અરધંગેરે, બાજે મૃદંગરે,
શીવ દયાથી કરોછો નીજ દાસે કેરાં કામ; શંભુજી તમો૦ ૨
કૈલાસવાસીરે, છો અવીનાશીરે,
શંકર હુંતોરે ઇચ્છુંછું કેવલ આપ કેરૂં ધામ; શંભુજી તમો૦ ૩
વાલેશના પ્યારારે, રેહેજો ન ન્યારારે,
મારા પાપોતો કાપોને ઇશ તમોરે તમામ, શંભુજી તમો૦ ૪

---

ગાયન ૮૮ મું.

## ભજન.

### વાલો મારો સાચાનો સંગાથીરે (એ રાહ.)

તમો દીસો છો રૂપાળા રામ, રઘુવીર કરૂણા ભરીયા; ટેક.
રામજી પ્યારા અહલ્યાનેતો ઉધારી,
છો ભકતોના ભયહારી રામ; રઘુવીર૦ ૧
રામજી પ્યારા ધનુષ્ય નાખ્યું તમે તોડી,
પરશુનો મદ મ્રોડી રામ; રઘુવીર૦ ૨
રામજી પ્યારા દંડકારણ્ય પાવન કીધું,
દાસોનું દુઃખ હરી લીધું રામ; રઘુવીર૦ ૩
રામજી પ્યારા વાલેરાના છોજી ત્રાતા,
છો લક્ષ્મણ કેરા ભ્રાતા રામ; રઘુવીર૦ ૪

ગાયન ૮૯ મું.

### વસી છે મુજ ઉરમાં પ્યારી (એ રાહ.)

શંકર તમો સમરોને દાડી, (બે વાર)
શંભુ ચરણે પ્રીત ધરોને આંખો ઉઘાડી; શંકર૦ ૧
વશ્યા છે કાશીને મોઝાર, કીધો છે દાસોનો ઉદ્ધાર;
ભય થકી તારે છે શીવજી દયાળુ છે કીરતાર; શંકર૦ ૨
કુંદસમ રૂપ છે ભારી ઇંદુસમ શોભા અતી સારી;
કલેશ કાપવા પધાર્યા શંભુ તમો છો ત્રીપુરારી; શંકર૦ ૩
કીરાતનું રૂપ ધર્યું સ્વામી પાર્થને ત્રુઠા બહુ નામી;
વાલેરાની વીનતી સ્વીકારો, હે અંતરયામી; શંકર૦ ૪

ગાયન ૯૦ મું.

## રાગ ભજન.

### રે નાનકડી વહુ ( એ રાહ. )

ગાયો ચારીને ગોવીંદ આવ્યા લીલા વ્રજમાં કીધી,
રાસ રમાડી રાજી કર્યાં સહુ,
અંતર ઠારક દીધીરે લટકાળો શ્યામ,
રાધા મુખ બોલે જઇ ઘુંઘટ પટખોલે, એને મળવાનો છે હેતુ;
જમના કીનારે બંસી બજાવે, બાજે છે અતી પ્યારી;
ગોપી સંગે કેલી કરે છે,વીવીધ વીવીધ મુરારીરે લટકાળો શ્યામ,
જમનાં જળમાં હીલોળા નાખે, રાધાને લઇ બોળી;
રાધાએ કહ્યું સુણો શ્યામજી,
તમપર હુંતો ઘોળીરે; લટકાળો શ્યામ૦ ૧
વાલેશ વીનવે કર જોડી, તમે છો મારા દેવા;
ફળ પુષ્પ લઇને અરપું પુરણ માનજો સેવા; લટકાળો શ્યામ૦૨

ગાયન ૯૧ મું.

## રાગ બીલાવળ—ત્રીતાલ.

રઘુવીર છબી શોભે છે અતી સારી,
મધુર મધુર પ્રભુ બોલે સુખકારી; રઘુવીર છબી૦ ટેક.
પ્યારા પ્રભુપર જાઉં બલીહારી,
ધનુષ્ય કરમાં દૃઢ અતી ધારી; રઘુવીર છબી૦ ૧
નીકો પીતાંબર જામા જંરકસી,

રત્ન સિંહાસને રાજે અસુરારી; રઘુવીર છબી૦ ૨
ભાનુ કુલ દીપક લાજના લંબર,
બીરદ વત્સલ ભક્ત ભયહારી; રઘુવીર છબી૦ ૩
દાસ વાલેશના મનમાં ભાવે,
સીતાપતી કરો સાહ્યતા મારી; રઘુવીર છબી૦ ૪

ગાયન ૯૨ મું.

રાગ કનરો તાલ દીપચંદી.

ઘનનનનન મેઘ ગરજે (એ રાહ.)

રામ બીરાજ્યા ઋષિમુકે શુભ વર્ષા રૂતુમાં;
કહે પ્રભુજી લક્ષ્મણને વર્ષા પીડે છે વીરહીને; ટેક.
લક્ષ્મણ જુવો મયુર નાચે, દેખી પુષ્કળ વારીને;
કાલી ઘટામાં મેઘ ગરજે, વીચીત્ર ચપલા દીસે છે, રામ૦ ૧
ઇંદ્ર ધનુષ્ય ખેંચ્યું સારૂં, વીવીધ રંગનું છે ખચીત;
નદી નાળાં છલકી ચાલ્યાં, પર્વતો હરા સહી; રામ૦ ૨
પંપાસર હીલોળા લીયે, જરણાં જરે છે જરરરર;
ચાતક પેખોને પ્યારા, ખુશીમાં દીસે સહી; રામ૦ ૩
વાલેશના નાથ રામજી ગીરી કેરી ગુહામાં;
સ્ફટીક શીલા માથે રાજે અનુજ સાથે શોભા અતી; રામ૦ ૪

ગાયન ૯૩ મું.

રાગ દરબારી કાનરો, તાલ દીપચંદી.

પ્રીતી અપને શ્યામસેં અન્ય નહીં આધારહે; ટેક.

ચાર પ્રકારકે ભકત સુનો હોરે, નવધા ભકતી કરોજીરે; અન્ય૦ ૧
કૃષ્ણ પ્રભુ સબી કીલબીષ કાટતરે, રંકકો રાવ કરત હે; અ૦ ૨
નટવર કાન બંસી બજાવેરે, મુકુટ શોભત નીકોરે; અ૦ ૩
વાલેરાકે નાથ વાસુદેવજીરે, શ્રાવનકે ગોવાળહેરે; અ૦ ૪

ગાયન ૯૪ મું.

## રાગ શ્યામ કલ્યાણ.

આજ સુમરો સુમરો દેવ પીનાકી;
શોભત ગોર વર્ણ ભાલ શશી ભારી,
બટ વ્રક્ષ નિચે બેઠેરે; આજ સુમરો૦ ૧
દેવનકે ગન વીનતી કરતહે,
પાર્વતીકે સુખકારી; આજ સુમરો૦ ૨
જટામેં ગંગ જલકે ગલે રૂંઢ માલ,
તાંડવ નાચ હોવે ભારી; આજ સુમરો૦ ૩
વાલેરાકે ઇષ્ટ દેવા શંભુ સહાયકારી,
નીલકંઠ હે ત્રીપુરારી; આજ સુમરો૦ ૪

ગાયન ૯૫ મું.

## યારસેં બદલી કયું નજર તેરી ( એ રાહ. )

કાનથી બાંધીરે પ્રીતી મેં; ( બે વાર )
છેલ છોગાળો લાડકવાયો ઘનશ્યામ સુધીર,
કુંજલતામાં ક્રીડા કરે કાન જમુનાં કેરે તીર. પ્રીતી મેં૦ ૧
શરદ પુનમની રાતડી ભારી રાસ રમે નંદલાલ;

ગોપી ગણુને સાથે લઇને કરે છે અમને ન્યાલ; પ્રીતી મેં૦ ૨
પીળાં પીતાંબર શોભતાંને ખેત લીયા છે વાળ;
મધુર મધુર બંસી બજાવે દીસે દીન દયાળ; પ્રીતી મેં૦ ૩
વાલેશોતો પ્રેમથી વર્ણવે, કૃષ્ણજી શુભ સુજાણ;
મારી વાર કરજો વીઠલા યાદવ કુળના ભાણ; પ્રીતી મેં૦ ૪

ગાયન ૯૬ મું.

સબુર સબુર સબુર સબુર ઓળખી ગયો છું પ્યારી,
( એ રાહ. )

નમો નમો નમો નમો; ગોવીંદને પ્યારથી;
દીનતણા નાથ એજ બતાવે પાથ એજ કૃષ્ણમય જગત છેજ,
ગમો ગમો ગમો ગમો ગોવીંદને પ્યારથી,
એ છે ગીરીવરધારી રૂપાળા દીસે છે ભારી,વાલેશો તો જાય વારી,
તમો તમો તમો તમો ગોવીંદને પ્યારથી.

ગાયન ૯૭ મું.

ઉપની હંસને આ શી મતી રે ( એ રાહ. )

શોભે સુવેલ શૈલની ઉપરે રે,
પ્રભુ દીસે છે દીન દયાળ મહારાજ; શોભે સુવેલ૦ ૧
હનુમાન અંગદ શેવા પ્રીતે કરે રે,
વીર લક્ષ્મણ લંકેશ પાસ છે ખાસ; શોભે સુવેલ૦ ૨
કર કમલ સાયક પ્રભુ ફેરવે રે,
દીઠો ઉગંતો મયંક હુલાસ તે વાર; શોભે સુવેલ૦ ૩

પ્રભુ કહે છે સુણો સુગ્રીવજી રે,
શશીમાં શ્યામતા શાની દેખાય નીરધાર; શોભે સુવેલ૦ ૪
સુગ્રીવ કહે સુણો રામજી રે,
દીસે પૃથ્વિ કેરી તેમાં છાંય આ વાર; શોભે સુવેલ૦ ૫
હનુમાન કરજોડી વીનવેરે,
ઇંદુ આપનો દાસ સુણો કીરતાર; શોભે સુવેલ૦ ૬
ચંદ્ર આપનું ધ્યાન હૃદયે ધરે રે;
પ્રભુ મુરતી દીસે છે શ્યામ આ વાર; શોભે સુવેલ૦ ૭
દાસ વાલેશાનું નાવ તારજો રે,
રામ મારા દીસોછો આધાર આવાર; શોભે સુવેલ૦ ૮

ગાયન ૯૮ મું.

બેઠા શું રે આંહીં ( એ રાહ. )

બિરાજ્યા કાશીમાં ( બે વાર )
શંભુરે છોડી શુભ કૈલાસ; બીરાજ્યા કાશીમાં૦ ૧
ભુત ગણતો બહુ ભારી છે ભૈરવનાથની પાસ,
ઢુંઢી રાજદ્વાર; બીરાજ્યા કાશીમાં૦ ૨
અન્નપુર્ણા આપે છે અન્ન દીનોને આવાર,
દયા છે અપાર; બીરાજ્યા કાશીમાં૦ ૩
કાશી નીકટ ગંગા વહે પતીતપાવન નીર,
હરે જનોની પીર; બીરાજ્યા કાશીમાં૦ ૪
સુવર્ણ કેરૂં મંદીર દીસે શોભામાં ભરપુર,
આનંદ વધે ઉર; બીરાજ્યા કાશીમાં૦ ૫

વાલેરાના નાથ બીલેશ્વર દયા તણા ભંડાર,
કરો તમે ઉદ્ધાર; બીરાજ્યા કાશીમાં૦ ૬

ગાયન ૯૯ મું.

કુંઇ ચેટક લગાડી રસીલી (એ રાહ.)

કાન ગોકુળમાં ધુમ મચાવે બધી ગોપીયોનાં મન લોભાવે; ટેક.
બંસી બજાવેને રાધા રીઝાવે, લાલજી રાસ રચાવે; કાન૦ ૧
બાથમાં લાવે ને ચોલી મુચકાવે, કંઠથી કંઠ મીલાવે; કાન૦ ૨
લટકથી ચાલેને ગોપીયોમાં મહાલે, નખરેથી નેણ નચાવે; કાન૦ ૩
વાલેરાના નાથ ગ્રહજ્યો હાથ, સાથે રહેવા મન ભાવે, કાન૦ ૪

ગાયન ૧૦૦ મું.

રાગ દીંડી, તાલ દાદરો.

રઘુપતી તમે લેજો ઉર ધારી, પ્રભુ કેરી તમે ભક્તી કરો પ્યારી;
રામ દાસ તણા છે હીતકારી; રઘુપતી તમે૦ ૧
એતો પુર્ણ બ્રહ્મ રામ રૂડા રાજે, અવતાર લીધો ભક્ત હીત કાજે;
શુભ અયોધ્યાની ગાદીએ બીરાજે; રઘુપતી તમે૦ ૨
એતો ન્યાય કરવામાં છે સુજાણ, ઇક્ષ્વાકુ કુળતણા દીસે ભાણ;
એને ખરા દીલથી તું પેચાણ, રઘુપતી તમે૦ ૩
દાસ વાલેરાના મનમાં ભાવે, મધુર મધુર બોલી ચીત્ત તો લોભાવે;
સાહે કરવા દાસની પ્રભુ આવે; રઘુપતી તમે૦ ૪

ગાયન ૧૦૧ મું.

રાગ નટ મલાર, તાલ પંજાબી.

મીલ દોઉ ઝુલત પ્રેમ હીંડોરે (એ રાહ.)

દેખો સખી ચપલા ચીત્ત ડરાવે;

ધનનનનનનન બાદલ ગરજે સીતારામ રીઝાવે; દેખો સખી૦ ૧
સનનન બુંદ પડે અતી સારી મોર પપૈયા રીઝાવે;
સરજુકો જલ અતી થકી આયો,શોભા અતી દરસાવે; દેખો૦ ૨
તેતીસ કોટી શંકર લે આદીક, નારદ બીન બજાવે;
ગંધર્વાદીક નાચ કરતહે, રઘુવીર મનમેં ભાવે; દેખો૦ ૩
જરના આદી જરને લાગે, હરી ભુમી શોભાવે;
રત્ન સિંહાસન રામજી રાજે, વાલેરા ગુન ગાવે; દેખો૦ ૪

ગાયન ૧૦૨ મું.

અચાનક આ શો કોપ કર્યોરે કીરતાર ( એ રાહ.)

શંભુ શોભે શુભ અતી એતો છે આધાર,
જગત કેરા પાલક છે શીવજી ઉદાર; શંભુ શોભે૦ ૧
રાવણને લંકા આપી બાણને શોણીતપુર,
ઇષ્ટદેવનું ધ્યાન કરોને તમો સર્વ ઉર; શંભુ શોભે૦ ૨
વિષ્ણુ માનસસરેં શોભે શંભુ રાજ મરાલ,
એની ભક્તી થકી થાશો તમે ખરે ન્યાલ; શંભુ શોભે૦ ૩
વાલેરો વીનયથી કરે શંભુ કેરી શેવ,
સર્વ દેવમાં મણીરૂપ એછે મહાદેવ; શંભુ શોભે૦ ૪

ગાયન ૧૦૩ મું.

રાગ નટ કેદાર.

પ્યારી નવલ લાડીલી રાધીકા ( એ રાહ. )

પ્યારો નીકો નટવર કાનજી, પ્યાર કરો મેલી ગર્વ પરો;

ચાહુ કરો જુડાવો અતી છતીયાં; નીકો નટવર ટેક.
નીલ જલદ સમ મુરતી સારી, મોર મુકુટ સોહે ભારી;
સલુણાપેંહે સદા હેત, શ્યામ ગૌવાં ચારે લાલજી; પ્યારો૦ ૧
લચક લચક ચાલે હરિ બ્રજમેં, કાંધે કામરી કારી;
રાધા સંગ હરિ સદા રહેત, કૈસો સુંદર મન લોભાવેજી; પ્યારો૦ ૨
છુપા છુપાકે માખન ખાવે, મૈયા યશોદા દોડી;
પ્રભુકોં પાસમેં બાંધ દેત, કાન યમલા અરજુન તારેજી; પ્યારો૦ ૩
ગોકુળ ગામકો પીંડો ન્યારો, વાલેરા ઉનપર વારી;
ગોવીંદ ગોકુળમેં સદા રહેત, દેખી નેનાં ઠારે માવજી; પ્યારો૦ ૪

ગાયન ૧૦૪ મું.

રાગ દેશ.

રતનારે નેનાં જાકે ( એ રાહ. )

રાધા સંગ ખેલે શ્યામ રાતે, હો મદવાલે નેનાં રાતે; ટેક.
રાધાકો કામ કીયો પરીપુરણ,
ગેહ આયે પરભાતે; હો મદવાલે નેનાં૦ ૧
આંખમેં નીંદ ઉજાગરા મુખપેં,
કાનજી મન મુસકાતે; હો મદવાલે નેનાં૦ ૨
પુષ્પકો હાર બીખરો હે સારો,
બંસી દેખો એ બજાતે; હો મદવાલે નેનાં૦ ૩
દાસ વાલેરા જાત બલીહારી,
સલુણા છાતી ઠરાતે; હો મદવાલે નેનાં૦ ૪

ગાયન ૧૦૫ મું.

સુધી આણી ફેળ જાણી નરનારી તમોરે (એ રાહ.)

પ્રેમ આણીને પેશ્વાણી તમે શંભુ ભજો રે;
એ છે મહાસુખકારી ભજો; પ્રેમ આણી. ટેક.
કાળના ભયથી કામના ભયથી શરણે જાઓ
નહિ તો થશે હાણી ભજો રે;
એ છે મહા સુખકારી ભજો;
શંભુ જગતના માત પીતા છે,
તેને પ્રમાણો પ્રેમ આણી ભજો રે;
એ છે મહાસુખકારી ભજો;
એ અવીનાશી ઘટમાં વાશી, છેજી વ્યાપક શંકર જાણી ભજો રે;
એ છે મહાસુખકારી ભજો;
વાલેશાની વાણી લેજો પ્રમાણી;
જોડા શંભુને તમો નિત્ય પાણી ભજો રે;
એ છે મહાસુખકારી ભજો;

ગાયમ ૧૦૬ ઠું.

આશી વાત હાડા કેરી નારી ઠરી વ્યભીચારી (એ રાહ.)

સીતાપતી ભજોને સુજાણુ ભક્ત ભય હારી;
તાપ ત્રીવીધના કાપશે શ્યામ પ્રભુજી મોરારી;
રાજી રાખો તમે રઘુનાથ દીસે રાવણારી;
મહા દયાળ એ છે કૃપાળ અચ્યુત સુખકારી; સીતાપતી૦ ૧

વારૂં કરશે એ જગદીશ પ્રભુ અંતરયામી;
લેજો નામ તમો દીન રાત એ છે બહુનામી;
રામ તારશે તમારૂં નાવ મહા ભય વામી;
નાથ આનંદ કંદ ગોવીંદ નથી કાંઇ ખામી; સીતાપતી૦ ૨
પ્રભુ ધનુષ્ય ધારી રામ એતો અતી રાજે;
મુનીપતી એતો મહારાજ ગાદીયેં બીરાજે,
દેખી દીલમાં આનંદ થાય ભજો દર્શ કાજે;
વારી જાઉં રઘુવીર નાથ ઉમંગ ધરી આજે; સીતાપતી૦ ૩
પદરજેં તારી અહલ્યા નારી પ્રભુ દયા કીધી;
રક્ષા કરજો મારી કૃપાળ હરિ ગુણ નીધી;
વારૂં કરજો હે જગદીશ કહું વાત સીધી;
રીઝ્યા વાલેરા કેરા નાથ પ્રભુ ભકતી દીધી; સીતાપતી૦ ૪

ગાયન ૧૦૭ મું.

## સોરઠની ગજલ.

પ્રભુ પુષ્પકેંથી ઉતરી ભેટે છે ભરત બંધુને; ટેક.
પ્રભુ પ્રેમ અશ્રુ ઢાળે છે દેખી પ્રીતી બંધુ કેરીરે;
ધન્ય ભરતજી તવ પ્રીતીનેં,ધન્ય નિરમળ શુદ્ધ નિતીનેં; પ્રભુ૦ ૧
પ્રભુના વીરહથી કૃશ્ય છે, શીર ઉપર લાંબી જટા છે;
ભરત કેરા મનમાં ઉમંગ છે, ભેટી રઘુકુળના કેતુને; પ્રભુ૦ ૨
વીભીષણ આદી મીત્રને પહેચાણ કરાવી બંધુથી;
ભેટી સર્વ મીત્ર રાજી થયા કહે ધન્ય તેહના પ્રેમને; પ્રભુ૦ ૩
દાસ વાલેરા શું વર્ણવે એતો અદ્‌ભુત પ્રેમ અગાધ છે;
સંહસ્ર શેષ અને સરસ્વતી કોઇ નાવે તેના પારને; પ્રભુ૦ ૪

ગાયન ૧૦૮ મું.

## રાગ કલ્યાણ ચોતાલ.

એક દફે કૈલાસ શીવ બેઠહે હુલાસ,
દેવ સબી પાસ ખડે સ્તુતી કરતહે;     એક દફે૦ ૧
રામાયણકો પ્રસંગ કરતહે ધરી ઉમંગ,
મધુર બાજે મૃદંગનીકી ધુમ છાઇ હે;    એક દફે૦ ૨
નારદ બીના બજાવે ગાંધર્વ ખુબીસેં ગાવે,
રંભા આદીકુ નચાવે શંભુ સુખદાઇહે;   એક દફે૦ ૩
વાલેશકે મન ભાવે શોભામેં અતી લુભાવે,
શેવામેં ચીત્ત લાવે મેરે શીવ નાથ હે; એક દફે૦ ૪

ગાયન ૧૦૯ મું.

રાગ કાનરો.

## ચડી આવ્યાં વાદળ કાળાં ( એ રાહ. )

મન રામને લે તું રીજાવી, ત્રીવીધ તાપ ટાળે પ્રભુ એતો
અવધમાં અવતર્યા આવી;          મન રામને૦ ૧ ટેક.
ધર્મધુરંધર રઘુવીર સ્વામી, બીરદ વત્સલ દેવા;
કારણ વીના કૃપાળુ દીસે લીધા યજ્ઞો બચાવી,   મન૦ ૨
શંકર માનસસરેં સદા પ્રભુ, રાજ હંસ થઇ રાજે;
ચાપ બાણથી પ્રભુજી શોભે, દયા ખુબ દરશાવી; મન૦ ૩
નીલ જલદ સમ શ્યામ વરણ છે, નાકો પીતાંબર રાજે;
કાંચન સીંહાસન અતી સોહે,કલગી જરીની જુકાવી;મન૦ ૪

વાલેરો ચાતક થઇ વીનવે, પયોધર પ્રભુ પ્યારા;
શીતળ જળ વરસાવે સ્વામી, હૃદયે શાંતી કરાવી; મન૦ ૫

ગાયન ૧૧૦ મું.

## ગાઓ ગાઓને સાહેલી ( એ રાહ. )

લાવો લાવોને ઓધવજી, રાધાજીને લાવોને;
લાવો મારી પ્યારી,જાઉ હુંતો વારી કૃષ્ણ સુખકારી;લાવો૦ ૧
તે વીના સુખ ક્યાંઇ નહીં અવની માંહી એક છે;
જાઓ તમે રીજાવો, મનાવો, હામ પુરી, બહુરી,
યત્ન કરીને ગોરી; લાવો૦ ૨
તન મન ધનને વારૂં હુંતો તેપરે, પ્રીતીથી ચુમું અતી;
રતી રૂપ કાંઇ નહીં, દીસે અધુર,
અતિ મધુર પ્યારા લાગે પ્યારી ઉર;
વાલી વધુને મુગ્ધાને બાળાને તેને ખુશી કરી બહુ ભારી;લા૦ ૩
વાલેરાના સ્વામી, કાન રાધા વીના બાવરા;
બ્રકુભાન દુલારી, સારી લાગે છે શ્યામને;
કરે ન્યાલ, નંદલાલ, જડાવટીકો રાધા ભાલ;
અલબેલીને, જોઇને, મોહીને, મુને ઇચ્છા થઇ છે ભારી; લા૦ ૪

ગાયન. ૧૧૧ મું.

## રાગ ભેરવ ત્રીતાલ.

છોજી શ્યામ પ્રભુ સુખકારી, મછ રૂપ ધર્યું અસુરારી; છોજી ટેક.
શોભ્યાછો ધનશ્યામજી પ્યારા, શંખાસુરને મારી; છોજી૦ ૧

વેદોને તો વાળી લાવ્યા, દીલમાં ધારી; છોજી૦ ૨
કુર્મ રૂપ ધર્યું કીરતાર, મંદર પીઠે ધારી; છોજી૦ ૩
સાગર વલોવી રત્નો કાઢ્યાં, લક્ષ્મી કરી પ્યારી; છોજી૦ ૪
વરાહ રૂપ ધર્યું બહુનામી, પૃથ્વીને લઈ તારી; છોજી૦ ૫
દાઢાગ્રે પ્રભુ રોષ કરીને, હિરણાક્ષ નાખ્યો મારી; છોજી૦ ૬
નરસિંહ રૂપ ધર્યું અખંડાનંદ, થંભમાંથી ધારી; છોજી૦ ૭
દાસ પ્રલ્હાદને બચાવી લીધો, હિરણ્યકશિપુ વિદારી; છોજી૦ ૮
વામન રૂપ ધર્યું ગુણ સીંધુ, પછીથી રૂપ વધારી; છોજી૦ ૯
બલીરાજાને બોલે બાંધ્યો, ત્રય પગલાં નીરધારી; છોજી૦ ૧૦
પરશુરામ રૂપે પ્રભુ પ્રગટ્યા, પરશુ કરમાં ધારી; છોજી૦ ૧૧
ક્ષત્રીકેરો વિનાશ કીધો, ક્રોધથી એકીસવારી; છોજી૦ ૧૨
રામજી રૂપે ફર્યા પ્રભુ વનમાં હસ્તમાં ધનુષ્ય ધારી; છોજી૦ ૧૩
રાવણાદીકનો વિનાશ કીધો, યજ્ઞ લીધા ઉગારી; છોજી૦ ૧૪
કૃષ્ણરૂપે પ્રગટ્યા પ્રભુ વ્રજમાં, કીધીગોપીયો પ્યારી; છોજી૦ ૧૫
ગિરીવરને નીજ કરમાં ધાર્યો, વ્રજને લીધો ઉગારી; છોજી૦ ૧૬
બુદ્ધરૂપે પ્રગટ્યા પ્રભુ બ્રહ્મ, દાસોને લીધા તારી; છોજી૦ ૧૭
ગેબી જ્ઞાનનો ઉદયજ કીધો, વચનામૃત વદી ભારી; છોજી૦ ૧૮
કલ્કી અવતાર લેશો પ્રભુ સ્વામી, દુષ્ટોને નાખશો મારી; છો૦૧૯
દાસ વાલેરો વીનવે છે સ્વામી, ધર્મને લેશો ધારી; છોજી૦ ૨૦

ગાયન ૧૧૨ મું.

## હો ગુરૂદેવ ભજોને સર્વ સુજ્ઞરે (એ રાહ.)

હો રઘુનાથ પેખોને જોડી પાણીરે, ટેક.
અવધપતી, અમરપતી, લક્ષ્મીપતી, દાસગતી,

તેની ભક્તી કરો શાશ્વતીરે, હો રઘુનાથ૦ ૧
ધવલ કીરતી, નિપુણમતી, સાંવરી સુરતી, મોહન મુરતી,
લાજે કોટી કોટી રતી પતીરે, હો રઘુનાથ૦ ૨
છે સુજાણ, ગુણુની ખાણ, શંભુપ્રાણ, ધનુષ્યબાણ,
સહીત શોભે તરણીકુલ ભાણરે, હો રઘુનાથ૦ ૩
રામનામ, જપો તમામ, ધરીને હામ, થાયે કામ,
વાલેરાના છે વિશરામરે, હો રઘુનાથ૦ ૪

ગાયન ૧૧૩ મું.

## રાગ આશાગોડી.

રણછોડરાય છોગાળો, ડાકોર વિષે, રણછોડરાય, છોગાળો, ટેક.
ભકત ભયહારી, મુરતી પ્યારી, નયનો ભરીને નિહાળો, ડા૦ ૧
દ્વારિકાંથી ધાઇ, ડાકોર આવ્યા, હેતેથી ભકતો સંભાળો, ડા૦ ૨
ધન્ય બોડાણા, ધન્ય ગુજરાત, દર્શ કરે તવબાળો; ડા૦ ૩
દાસ વાલેરાની, નમૃ વિનંતી, મુજ પાપો સરવે પ્રજાળો, ડા૦ ૪

ગાયન ૧૧૪ મું.

## રાગ માઢ.

ડાકોરમાં ઠાકોર રસીયોરે, મુજ અંતરે વસ્યો, ટેક૦
દુરદુરથી દરશને આવે, ભકતો બહુ ભારી,
છબી નિહાળી સાંવરાની, જાયે બલીહારી, રે મુજ૦ ૧
ગૌશાળાને ગજશાળા પ્રભુ, બની બહુ સારી,
શુક્રવારે છબીલાતણી, ચડે અસવારી, રે મુજ૦ ૨

મધુર મધુર પ્રભુ મુખ મલકાવે, દ્રષ્ટિ દયા ભરી,
ઝાંખી કરી જાદવાની, જાયે હૃદયું ઠરી. રે મુજ૦ ૩
દાસ વાલેરાની નમ્ર વિનતી, સુણજો ગીરીધારી,
ષડરીપુના પાસમાંથી, લેજો ઉદ્ધારી, રે મુજ૦ ૪

ગાયન ૧૧૫ મું.

## ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં (એ રાહ.)

ઉઠો ઉમંગે, (૨) રણછોડરાયને, સૌ મળીને શરણે જઇએ,
મુકતી દેનારા, ભકતોને પ્યારા, હૃદય વિષે રાખી ઠરીયે,
પ્રીત ધરીજો ચરણ સેવીયે, તો સહુ કિલ્વિષથી તરીયે,
આરસમણીમય નિરખી મંદીર, હેતેથી કીરતન કરીયે,
માખણ મીસરી તુલસી મંજરી,
હોંશ ધરી પ્રભુને ધરીયે, ઉઠો ઉમંગે૦ ૧
વાલેરાના નાથ, બતાવો પાથ,
ગૃહી મુજ હાથ, કૃપા કરી દરશન દઇએ, ઉઠો ઉમંગે૦ ૨

ગાયન ૧૧૬ મું.

## અરે શું માનવનું અભીમાન (એ રાહ.)

ઉઠો સહુ દરશન કરવા આજ, પ્રભુના પ્રેમથીરે,—ટેક.
ખરે છે ડાકોર નાથ દયાળ, ભજો ઉમંગથીરે,
પ્રભુના પ્રેમથીરે, નાથના રહેમથીરે, ઉઠો સહુ૦ ૧
મંગળ મુરતી વાઘા જરીથી શો...........ભે અતી,
કીટ મુગટ મકરાકૃત કુંડળ મૂ...............રૂપ અતી;

છે ભક્તોના આરામ, ઉઠો સહુ૦ ૧
રણછોડરાય છે રૂપમાં, કોટીક કામોથી અધીક,
સમરે નહીં એવા પ્રભુ તેને હજારો વાર ધિ:ક,
દાસ વાલેરાની વિનતી, નાથજી ઉરે ધરો,
આપી ભકતી આપની, મુજ કિલ્વીષ દુરે કરો, ઉઠો૦ ૩

ગાયન ૧૧૭ મું.

## રાગ આશાગોડી.

ભૈરવજી ભયહારી, પાલીતાણે, ભૈરવજી ભયહારી, ટેક.
નાથનું નામ નિશદીન રટો સહુ,
તેથી થશે સુખ ભારી; પાલીતાણે૦ ૧
મણીમય મંદીર, દિવ્ય છે મુરતી,
નયનો લીયો તમો ઠારી; પાલીતાણે૦ ૨
વારાણસીથી આપ પધાર્યા,
ભક્તો તણા આનંદકારી; પાલીતાણે૦ ૩
દાસ વાલેરો કરજોડી વિનવે,
નાથ ચરણપર બલહારી; પાલીતાણે૦ ૪

ગાયન ૧૧૮ મું.

## રાગ (ઉપર પ્રમાણે.)

ભાવે ભજો દુર્ગા માતુ,ભાવીક ભક્તો,ભાવે ભજો દુર્ગામાતુ;ટેક.
આરાસુરમાં વાસ કર્યા જેણે, તેને શરણે જા તું; ભાવિક૦ ૧
દૈતોને માર્યા, ભકતોને ઉગાર્યા,તેના જશને ગા તું; ભાવિક૦ ૨

દેવીનું સમરણ કરી ખુબ પ્રેમે, સાથે કરી લે ભાતું; ભાવિક૦ ૩
દાસ વાલેરો વિનતી કરે છે, કૃપામૃત દેવી પા તું; ભાવિક૦ ૪

ગાયન ૧૧૯ મું.

રાગ માઢ.

છોડીને આવ્યો વિદેશમાં મમ પ્યારી પ્રેમદા
( એ રાહ. )

ચાલોને સરવે સુજ્ઞોરે, સોકેતપુરી મોજાર,
ઉત્તરદીશી સરયુ વહે, નીરમળ પીયુષ નીર;
દરશનથી દારિદ્ર કાપે, એવું એ પવિત્ર;
ભયહારી; સુખકારી; જાઉં વારી;
શુભ વારી એ દીસે; ચાલોને૦ ૧
ઇંદ્રપુરીથી અધિક શોભે અવધપુરી પુનીત;
હેમ અટારી જ્યાં શોભતી; મોક્ષપુરી ખચીત;
લાવો ચિત્તે; પ્રભુ પ્રીતે; દુઃખો વિતે;
જય નિત્યે થાય છે; ચાલોને૦ ૨
રત્ન સિંહાસને રામજી રાજે; સીતાજી સમેત;
ભરતાદી ભ્રાતા ચમર ઢોળે; આણી અધીકુ હેત;
કરે શેવા, સર્વે દેવા, ધરી મેવા,
કૃપા લેવા નાથની; ચાલોને૦ ૩
દાસ વાલેરો વિનતી કરે છે; હે પ્રભુ મારા નાથ;
સંસાર ભયથી તારજો સ્વામી; મુકી મુજ શીર હાથ;
છોજી સ્વામી, બહુનામી; અંતરજામી;
નહી ખામી કાંઇ રે, ચાલોને૦ ૪

ગાયન ૧૨૦ મું.

**રસીયા રસીક મમ જાગો જીવન મારા ( એ રાહ. )**

સાંવરા સલુણા મમ પ્યારા બંસી વારા;
તમો પ્યારા બંસીવારા; છોજી નયનતણા તારા; સાંવરા૦ ટેક.
શીર મુગટ સારો શોભેરે, જે દેખી મનડું લોભે;
મધુર વચનથી ઘેલી કરી દારા; સાંવરા૦ ૧
માખણ મીસરી ખાઓરે, આ દાસીને ચીત્ત લાવો;
નજર ખંજરથી કરીને અણસારા; સાંવરા૦ ૨
મીઠી મધુરી મોરલી બાજેરે, જે સુણી કોકીલા લાજે;
કાંધે કામળી કાનજી ધરનારા; સાંવરા૦ ૩
દાસ વાલેરો કર જોડેરે, ભવ બંધન શામજી ત્રોડે;
માત પીતા સર્વસ્વ છો મારા; સાંવરા૦ ૪

ગાયન ૧૨૧ મું.

દોહા.

શ્રી રામચંદ્ર જેવા પ્રભુ, બીજા નહીં દયાળ;
ભજો ભાવથી તેમને, મટી જાય ભય કાલ. ૧
સમરણ સીતારામનું, કરો દીન ને રાત;
થાશો સુખી સર્વદા, મનમાં થશે નિરાંત. ૨
રામ રામ ને રામ સહુ, સમરો દીન ને રાત;
વાલેરાના ઇષ્ટ છે, સીતારામ સાક્ષાત. ૩
શ્રી સીતારામ સેવતાં, આવે લક્ષ્મી અપાર;
સુખતો થાશે સર્વદા, અંતે બેડા પાર. ૪

સોરઠો.

આ સંસાર અસાર, સ્વાર્થનાં સગાં સહુ;
એક ઇષ્ટ આધાર, બાધો શું બીજા વિષે.

ગાયન ૧૨૨ મું.

રાગ સોરઠ.

પ્યારા પ્રભુ વિનવું (એ રાહ.)

હે નંદજીના લાલ, છોજી પ્રભુ
કંસતણા કાળ; હે નંદજીના૦ ટેક.

પ્રગટયા છો પ્રભુ વ્રજનિમાંહે,
રાજા ધીરાજ મહારાજ; હે નંદજીના૦ ૧

લાક્ષા ગૃહથી પાંડવ બચાવ્યા,
ધાયા વારે હો દીન દયાળ; હે નંદજીના૦ ૨

ભરી સભામાં ચીર પુર્યાં,
પાંડુ વધુનાં કીરતાર; હે નંદજીના૦ ૩

દાસ વાલેશે વિનતી કરે છે,
છોજી દુઃખો થકી તારનાર; હે નંદજીના૦ ૪

ગાયન ૧૨૩ મું.

રાગ ભજન.

કાનુડો ન જાણે મારી પ્રીત (એ રાહ.)

રામજીમાં રાખો સરવે ચીત્ત હો;
ભગત સંતો રામજીમાં રાખો સરવે ચિત્ત. ટેક.

રામજીનું રટણ કરી ભવબંધ કાપો રે,
તેથી બળશે સઘળાં પાપ હો; ભગત૦ ૧

દશરથ નંદન ભક્ત ઉર ચંદન,
તેને ભજ્યાથી થશો ન્યાલ હો; ભગત૦ ૨

ઘનશ્યામ મુર્તી પ્યારી લાગે છે બહુ,
જેને શરણે થાયે સુખ હો; ભગત૦ ૩

દાસ વાલેશના બાપા છે સ્વામી,
ધનુષ્ય બાણ ગૃહ્યાં હાથ હો; ભગત૦ ૪

ગાયન ૧૨૪ મું.

## રાગ આશાગોડી.

રઘુવીર શ્યામ સુધીર, ભજ મન રઘુવીર શ્યામ સુધીર; ટેક.
આનંદકંદ દશરથ નંદ, દાસોની ટાળે છે ભીર; ભજ૦ ૧
પુર્ણબ્રહ્મ કરૂણાસિંધુ, વસે શ્રી સરયુ તીર; ભજ૦ ૨
યજ્ઞો બચાવ્યા દુષ્ટોને માર્યા, લક્ષ્મણ કેરા વીર; ભજ૦ ૩
દાસ વાલેરાની નમ્ર અરજ છે,ભક્તિ દીયો જેવી નીર;ભજ૦ ૪

ગાયન ૧૨૫ મું.

## રાગ માઢ.

રણછોડ રાજા દયાળુરે, વસે ડાકોરની મોજાર; ટેક.
હીરા મુગટ જરીયન વાધા, શોભા અતી અનુપ;
જાંખી કરી જદુરાયની, મોહે મુનિવર ભૂપરે; વસે૦ ૧
કુસુમા યુધથી કોટી ગણું, લાવણ્ય અતી દીસે;
ભજો ભાવે તેહને, થશે સુખ તો બહુરે; વસે૦ ૨
મણી અટારીથી મંદીર શોભે, આરસની છે ભીત;
ભકતો અહોનીશ કીરતન કરે, આણી હૃદીયે પ્રીતરે; વસે૦ ૧
દાસ વાલેરાના તારક સ્વામી, પુરૂષોત્તમ પ્રેમાળ;
જેનું ચિંતન ચિત્તથી કરે, મટી જાયે ભય કાળરે; વસે૦ ૨

ગાયન ૧૨૬ મું.

## રાગ આશાગોડી.

ગણેશ ભજો સુખદાઇ, વિઘ્ન હરતા ગણેશ ભજો સુખદાઇ;ટેક.
એકદંત ઢુંઢી રાજ, ભકતો તણા છે સહાઇ; વિઘ્ન૦ ૧
શીવ પૂત્ર સિદ્ધિ દાતા, ખેમકુશળ છે જમાઇ, વિઘ્ન૦ ૨
કાશી મોજાર નાથ બીરાજે, દરશનથી અધ જાઇ; વિઘ્ન૦ ૩
દાસ વાલેરો વિનતી કરે છે, ચરણ કમલ ચિત્ત ચહાઇ;વિઘ્ન૦ ૪

ગાયન ૧૨૭ મું.
રાગ માઢ.
કાંઈ મેલે શું ન આવો ( એ રાહ. )

પ્રીતે પૂજો પૂજો મહાદેવ દેવાધિ દેવનેરે;
પ્રેમ રાખોજી રાખોજી રાખોજી રાખોજીરે; પ્રીતે૦ ૧
જટા જુટમાં ગંગા જલકે, ઉમયા રાજે અરધંગે;
ભુતગણ બહુ હાજર દીસે, નાચે છે સહુ ઊછરંગે;
ભાંગ ઘુંટે ભકતો અતી હર્ષે, પીચે છે સહુ ઉમંગે;
ત્રીલોચન સ્વામી આહાહાહાહા, અંતરજામી આહાહાહાહા;
વાલેરાના સ્વામી, આહાહાહાહા; પ્રીતે૦ ૨

ગાયન ૧૨૮ મું.
રાગ ભજન.
રૂડીને રંગીલી રે કાના તારી મોરલી ( એ રાહ. )

રઢીયાળા રૂપાળારે, નંદજીના લાલજી; ટેક.
એતો મારા વાલાજી છે, મમ પ્રાણ; રઢીયાળા૦ ૧
મધુર મધુર રે, બોલે મીઠું માવજી;
ચાલે કાંઇ, લચક લચક રૂડી ચાલ; રઢીયાળા૦ ૨
ઘનશ્યામ મુર્તી રે, રાધાજીના વાલમા;
કરે કેલી જમુનાંજીને તીર; રઢીયાળા૦ ૩
વાલેરાના સ્વામી રે, બંસીવાળા કાનજી;
દેજો દરશન, કૃપા કરી કીરતાર; રઢીયાળા૦ ૪

ગાયન ૧૨૯ મું.
રાગ ભજન.
સાહેબને દરબાર મળજો જતી સતી ( એ રાહ. )

રામજીનું ધ્યાન ધરજો પ્રેમે તમો,
ઇષ્ટ કેરૂ રટણ કરજો હમેશા તમો. ટેક.

રઘુવીર રાજા શોભે સારા, નીતીમાં ભરપુર;
નીરખી નેણાં ઠરે છે મારાં, આનંદ માય ન ઉર; ધરજો૦ ૧

બાલ કેલી અતી શોભે છે, ઠુમક ઠુમક રૂડી ચાલ;
અવધપુરીમાં આપ બીરાજે, ભકતોને કરે ન્યાલ; ધરજો૦ ૨
માતા કૌશલ્યા પારણે ઝુલાવે, અતીશેં ધરીને પ્રીત;
દશરથ રાજા હર્ષ ધરીને, દર્શ કરે નિત નિત; ધરજો૦ ૩

દાસ વાલેશના પ્રભુ પ્યારા, અતીશેં દીસે ઉદાર;
માગણને મોજો બહુ આપે, ગજરથ અને તુખાર; ધરજો૦ ૪

ગાયન ૧૩૦ મું.

ભજન.

રૂડીને રંગીલીરે વાલા તારી મોરલી (એ રાહ.)

પ્રભુ માગે ખેવટ પાસે વેલું નાવ, ખેવટ ખોટી થાયેરે;
સુણી પ્રભુ વાણીને. પ્રભુ માગે૦ ૧

નાવ નહિ સીલાથી વધુરે કઠીન, નારી થઇ જાએરે;
મારૂં નાવ રામજી. પ્રભુ માગે૦ ૨
પગ ધોવા પ્રથમ દીયો શ્રી રામ, પછી નાવ લાવુંરે,
હરી હુંતો હેતથી. પ્રભુ માગે૦ ૩

વિલંબ કરમાં, પાણી લાવીને પગ ધો;
પ્રભુ મુસકાણારે, શુણી વ્યંગ વાણીને. પ્રભુ માગે૦ ૪

ઉતર્યા જલદી, ગંગાને પેલે પાર;
વાલેશના પ્રભુરે, હરી બેઠા નાવમાં. પ્રભુ માગે૦ ૫

ગાયન ૧૩૧ મું.

મુને સહાય કરશે મુરારીરે વારે ચડશે ગોવરધન ધારી (એ રાહ.)

મુને દર્શ દેશે દયાળુરે, કષ્ટ કાપશે પરમ કૃપાળુ;
અધમ ઉધાર્યા વળી ભકતોને તાર્યા,

પ્રભુ વિના હું બીજું ન ભાળું: મુને૦ ૧
જનક સભામાં રામે ધનુષ તોડયું, દુષ્ટોનું મુખ કરી કાળું;
વાલેશરાના ત્રાતા સ્વામી, રઘુવીરથી છે ઉજાળું; મુને૦ ૨

ગાયન ૧૩૨ મું.

દોહા.

રામચંદ્રના રાજમાં, સર્વ પ્રજાને સુખ;
માગ્યા વર્શે મેહુલા, કિંચિત ન મળે દુઃખ. ૧

વાલેશરાના બાપજી, રામચંદ્ર મહારાજ;
કરૂણા કરી કૃપાનીધિ, દર્શ દીયો રઘુરાજ. ૨

ગાયન ૧૩૩ મું.

ભજન.

જી હો દોરી લાગી (એ રાહ.)

હાલો મોરલી વાગી, હાલો બંસરી વાગી;
વાગી છે જમનાને તીર માજમ રાત; મોરલી વાગી૦ ૧

જબકીને હું જાગી, હાંરે હુંતો ભાગી;
ભાગીને ગઇ જમનાં તીર. મોરલી વાગી૦ ૨

લાજ મેંતો મુકી, તેથી થઇ હું સુખી;
નીરખીને વાલમાનાં નેણ; મોરલી વાગી૦ ૩
વાલેશના સ્વામી, હરી અંતરજામી;
તમપર, વારી, હુંતો જાઉં;

ગાયન ૧૩૪ મું.

ભજન.

ગોકુળીયુ નાનું ગામડીયું શા માટે આવો શ્યામ.
(એ રાહ.)

કાન કાળાછો છોગાળા, બહુ લાગોછો લલીત;
બંસી બજાવી મન લલચાવી,
તેનાથી મોહીને મેંતો બાંધી તમથી પ્રીત; કાન કાળા૦ ૧

મધુર મધુર શ્યામ, મુખ મલકાવી;
નેણાંને નખરેથી ચોર્યું મમ ચિત્ત; કાન કાળા૦ ૨
કીરનદાર કલગી, જરીયન જામા;
જોવા લલચાઉં હું તો, પ્રેમેથી નીત, કાન કાળા૦ ૩
વાલેરાના સ્વામી, હરી અંતર જામી;
કાળતણી ભે મટી, મુને તો ખચિત. કાન કાળા૦ ૪

ગાયન ૧૩૫ મું.

રાગ માઢ.

કાંઈ મહેલે શું ન આવો ( એ રાહ. )

કાન બજાવો, બજાવો, બંસી, સારી લાગે, પ્યારી રે;
જાઉં હું વારી, કુંજ બોહારી, ગીરીધારી રે. કાન૦ ૧
કુંજ ગલીમાં સાંવરો શોભે રાધા સંગે કેલી કરે;
રાસ રચાવે જમુના તીરે ગોપી સર્વ ભેગી કરે;
રૂમક જુમક નટવરજી નાચે કોટી કામોની શોભા હરે;
વાલેરાના પ્યારા જી હોજી, નેણાંના તારા જી હોજી;
પ્રાણુ હમારા જી હોજી; કાન૦ ૨

ગાયન ૧૩૬ મું.

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી ( એ રાહ. )

રહેમ કરો રામ તમો સીતાજીના સ્વામી,
મારે અન્ય કોઇ નહીં હરી અંતરજામી; રહેમ૦ ૧
ધનુષ્ય ધારી અવધ પતી છોજી બહુ નામી,
કોટી કામોથી અધીક રૂપ નહીં ખામી; રહેમ૦ ૨
દીન બંધુ કરૂણા સીંધુ ઇષ્ટ દેવ નમામી;
દેજો દર્શ સર્વદા દુઃખો સર્વ વામી; રહેમ૦ ૩
દાસ વાલેરા કથે છે, ચરણે શીશ નામી;
આપ તણી ભાક્ત મુજ હૃદય વિષે જામી; રહેમ૦ ૪

॥ ઇતિશ્રી કુમાર વાલેરાકૃત ભકિતપ્રકાશ સંપૂર્ણ ॥

આ પુસ્તક નીચેને શિરનામે પત્ર લખવાથી
મળશે.

**ભગવાન મેઘજી માળી.**

ઠે૦ ચંદ્રબાગ,

**મુ૦ બીલખા.**

( કાઠિયાવાડ. )